# ભરતખંડના ઇતિહાસનો સાર

## પ્રશ્નોત્તર રૂપે.

બનાવનાર

ખુશાલદાસ ગોકળદાસ પટેલ.

પ્રસિદ્ધ કરનાર

આર્યોદય પ્રેસ.

આવૃત્તિ બીજી.

અમદાવાદ

"આર્યોદય પ્રેસ"માં છાપ્યો.

સંવત ૧૯૪૧--સન ૧૮૮૪.



કીમત રૂ૦-૪-૦.

૨૩૫૦

# ભરતખંડના ઇતિહાસનો સાર પ્રશ્નોત્તર રૂપે.

## પ્રકરણ ૧ લું.

પ્ર૦ આર્ય પ્રજાનું મૂળ સ્થાન ક્યાં હતું?

ઉ૦ મધ્ય એશીઆમાં જીહુન ને સીહુન (ઓક્સસ ને જક્સાર્તિસ) નદીઓના પ્રદેશમાં.

પ્ર૦ ત્યાંથી તે જાત ક્યાં ક્યાં જઇ વસી?

ઉ૦ યુરોપમાં, ઇરાનમાં ને ભરતખંડમાં સીંધુ નદીને કાંઠે.

પ્ર૦ વેદ કેટલાછે, ને તેનાં પેટા પુસ્તકોમાં શું છે?

ઉ૦ વેદ ચારછે. તેમાં જુદા જુદા દેવની પ્રાર્થનાછે, પેટા પુસ્તકોમાં વેદાંગ, ઉપનિષદ, શ્રુતિ, સ્મૃતિ વગેરેછે, તેમાં રાજા પ્રજાના ધર્મ અને ચારે જાતિનાં કામો લખેલાંછે.

પ્ર૦ બૌદ્ધ માર્ગ કોણે ચલાવ્યો ને તેમાં શું છે?

ઉ૦ પશુ હિંસાથી કંટાળી શાક્યસિંહ નામે રાજપુત્ર તેની સામે થયો ને તેણે નવો ધર્મ ચલાવ્યો. તેને બૌદ્ધ માર્ગ કહેછે. તેમાં એણે હોમયજ્ઞ કરવાની મના કરી. જગત અનાદિ છે ને તેનો કર્ત્તા નથી એમ કહ્યું, સઘળા માણસ સરખા છે, કોઇ માણસ જન્મથી ઉંચ નીચ નથી. જ્યાંસુધી કર્મ બંધ થાય નહીં ત્યાંસુધી જન્મ મર્ણથી જીવ છૂટે નહિ, જન્મ મર્ણથી છૂટવાનાં સાધન દયા, દાન, સદાચરણ, મનોનિગ્રહ ને તપ છે; ખાવુંપીવું, વેપાર રોજગાર આદિ કર્મ તજે ત્યારે આત્માનો અંત આવે, આ બાબતો બૌદ્ધ ધર્મમાં મૂખ્ય છે.

પ્ર૦ બૌદ્ધ ધર્મ ક્યારે થયો?

ઉ૦ ઇ. સ. પૂ. સુમારે સાડી પાંચસેં વરસ ઉપર.

પ્ર૦ બૌદ્ધ ધર્મમાં મૂર્ત્તિપૂજા વ્રત જાત્રા એ ક્યારે દાખલ થયાં?

ઉ૦ શાક્યસિંહના મુવા પછી એનો ધર્મ બહુ પ્રસર્યો ને તેના ઘણા ફાંટા થયા. તેમાં જે માણસો નિર્વાણ પામ્યા

હતા તેમની મૂર્ત્તિઓ દાખલ થઇ અને તેથી વૈદિક કર્મોને બદલે તેમની જાત્રા ને વૃત્ત દાખલ થયાં.

પ્ર૦ પુરાણો ને મહાત્મો કયારે થયાં?

ઉ૦ બૌદ્ધ ધર્મ પ્રસર્યો ને બ્રાહ્મણોની સત્તા ઉઠી જવા જેવું થયું ત્યારે બૌદ્ધ ધર્મ તોડવાને અને તેમની સામા થવાને બ્રાહ્મણોએ પુરાણો ને મહાત્મો રચ્યાં. અને તેમાં મૂર્ત્તિ પૂજા. વૃત્ત. જાત્રા વગેરે દાખલ થયું, અને એજ ટંટામાં ચાર નાતો તૂટીને સેંકડો થઇ. આ ઝગડામાં બૌધ્ધ ધર્મ હાર્યો. ને તે ચીન. તીબેટ ને બ્રહ્મ દેશમાં પ્રસર્યો.

પ્ર૦ રામાયણ ને મહાભારત શું છે?

ઉ૦ એ બંને ધર્મને અને ગુરૂ વર્ગને સહાય કરે એવી ને યોદ્ધાને શૂર ચઢે એવી અદ્ભૂત ને મનોરંજક વાર્त्તાછે

પ્ર૦ રામાયણમાં શું છે?

ઉ૦ અયોદ્ધાના સૂર્યવંશી રાજા દશરથના મોટા કુંવર રામનું ચરિત્ર છે.

પ્ર૦ એ ચરિત્રમાં મૂખ્ય શી બાબતો છે?

ઉ૦ રામ જન્મ્યા ત્યારથી, સિતા પરણ્યા, વનવાસ ગયા, રાવણ સિતાને હરી ગયો, તેની પાસેથી તેને મારીને સીતા પાછી લાવ્યા, ને ગાદીએ બેઠા એ વગેરે બાબતો છે.

પ્ર૦ રામ સિતાને શી રીતે પરણ્યા?

ઉ૦ સિતા મિથિલ્રાના રાજા જનકની કુંવરી થતી હતી તેને પરણાવવા સ્વયંવર મંડપ રચ્યો હતો; તેમાં એક ધનુષ તોડવાની શરત હતી. તે ધનુષ રામે તોડયું તેથી જનકે રામ સાથે સિતા પરણાવી.

પ્ર૦ રામે વનવાસ શાથી લીધો?

ઉ૦ દશરથને કેકૈ કરીને રાણી હતી તેના પર એકવાર તે રાજી થયો ત્યારે વરદાન માગવા કહ્યું,ત્યારે કેકૈએ કહ્યુંકે હું તે કોઇવાર માગું ત્યારે આપજો પછી જ્યારે રામને ગાદી આપવા

માંડી ત્યારે કેકૈએ વરદાન માગ્યું કે મારા કુંવર ભરતને ગાદી આપો ને રામને ૧૨ વરસ વનવાસ આપો. પિતાનું એ વચન પાળવા રામ રાજ છોડી વનમાં ગયા.

પ્ર૦ રાવણ સિતાનું હરણ શા માટે કરી ગયો ?

ઉ૦ રાવણની બેન સુર્પનખા રામને પરણવા આવી હતી તેનાં નાક કાન કાપીને રામે કાઢી મૂકી હતી. તે વેર લેવા રામને લક્ષ્મણ શિકાર કરવા ગયા હતા ત્યારે લાગ જોઇ રાવણ સિતાનું હરણ કરી ગયો.

પ્ર૦ રામ ને રાવણની લઢાઈમાં રામના પક્ષમાં કોણ હતું?

ઉ૦ દક્ષિણ હિંદુસ્તાનમાં કિસ્કંધા નગરીનો રાજા સુગ્રીવ ને તેના સરદારો હનુમાન, નીલ, અંગદ, નલ વગેરે હતા. એ પ્રજા જંગલી હતી માટે તેમને વાનર કહેતા હતા. રાવણનો ભાઈ વિભિષણ પણ રામના પક્ષમાં હતો.

પ્ર૦ રામ ને રાવણની લડાઈમાં શું થયું ?

ઉ૦ રાવણ ને તેનો ભાઈ કુંભકર્ણ અને રાવણના દીકરા ઈંદ્રજીતાદિને મારીને રામ સિતાને લેઇ અયોદ્ધે આવ્યા ને લંકાનું રાજ્ય વિભિષણને આપ્યું.

પ્ર૦ રામાયણને મહાભારત કોણે બનાવ્યાં છે? [રચ્યું છે.

ઉ૦ વાલ્મિક રૂષિએ રામાયણ ને વ્યાસમુનિએ મહાભારત

પ્ર૦ મહાભારતમાં શાનું વર્ણન છે ?

ઉ૦ ચંદ્રવંશી રાજાઓનું વર્ણનછે ને તેમાં મૂખ્યત્વે કૌરવને પાંડવનું યુદ્ધ છે.

પ્ર૦ કૌરવ ને પાંડવ કોણ હતા?

ઉ૦ ચંદ્રવંશી ભરતના વંશમાં હસ્તિનાપુરમાં ધૃતરાષ્ટ્ર રાજા રાજ કરતો હતો. તેને સો દીકરા હતા, તે કૌરવ કહેવાતા હતા, ધૃતરાષ્ટ્રના ભાઈ પાંડુને પાંચ દીકરા હતા તે પાંડવ કહેવાતા હતા. કૌરવોમાં દુર્યોધન, દુસ્યાસન વગેરે હતા; ને પાંડવોમાં યુધિષ્ઠિર, અરજુન, ભીમ, નિકુળ ને સહદેવ હતા.

પ્ર૦ તેમને અણબનાવ શાથી થયો ?

ઉ૦ પાંડુ પોતાના નાના છોકરા મૂકીને મરણ પામ્યાથી તેઓ કાકાના દરબારમાં ઉછર્યા. ત્યાં તેઓ દ્રોણના હાથ નીચે ધનુર્વિદ્યા શિખ્યા. પાંડવો બળવાન ને હોશીઆર થયા તેથી તેઓ રાજમાં ભાગ પાડશે એવી દુર્યોધનને અદેખાઇ આવી. તેથી એ પિત્રાઈઓ વચ્ચે વૈર બંધાયું.

પ્ર૦ એ વૈરમાં વધારો શાથી થયો ?

ઉ૦ પંચાલ દેશના રાજાને દ્રૌપદિનામે કુંવરી હતી તેને પરણવા સ્વયંવર રચ્યો હતો. તેમાં ઊંચે ટાંગેલા મચ્છનું પ્રતિબિંબ નીચે પાણીમાં પડતું હતું તે પ્રતિબિંબમાં જોઇ મચ્છને વિંધવાની સરત હતી; તે કોઇથી ન વિંધાયો. અર્જુને તેમ કર્યાથી દ્રોપદિ પાંચે ભાઇને પરણવી. તેથી દુર્યોધનના મનમાં વૈરનો વધારો થયો.

પ્ર૦ એ વૈરનું પરિણામ શું થયું ?

ઉ૦ એ ટંટો પતાવવાને ધૃતરાષ્ટ્રે રાજ્યના બે ભાગ પાડી એક ભાગ પાંડવને અને એક કૌરવને આપ્યો. ઈંદ્રપ્રસ્થ વસાવી પાંડવો ત્યાં રહ્યા.

પ્ર૦ પાંડવોને વનવાસ શાથી જવું પડયું ?

ઉ૦ ઇંદ્રપ્રસ્થમાં યુધિષ્ઠિર રાજાએ રાજસુયજ્ઞ કર્યો તેમાં બહુ માન મળ્યાથી દુર્યોધનને અદેખાઇ આવી. તેથા તેણે તેને જુગટું રમવા બોલાવ્યો. તેમાં યુધિષ્ઠિર રાજ હારી બેઠા ને ૧૨ વરસ વનવાસ રહેવું પડયું.

પ્ર૦ પાંડવ કૌરવને લઢાઇ થવાનું કારણ શું ?

ઉ૦ પાંડવના મામાના દીકરા કૃષ્ણ (જાદવનું રાજ દ્વારકામાં હતું તે કૃષ્ણ) પાંડવના તરફથી હસ્તિનાપુર વિષ્ટી કરવાને અરધું રાજ માગવા ગયા. દુર્યોધને તે ન માન્યું તેથી લઢાઈ થઈ.

પ્ર૦ એ લઢાઇમાં શું થયું?

ઉ૦ પાંડવ તરફથી દ્રુપદ, કૃષ્ણ વગેરે લઢવાને આવ્યા.

અરાઢ દિવસ કુરૂક્ષેત્ર (પાણીપત)માં લઢાઇ થઈ. તેમાં કૌરવો માર્યા ગયા ને પાંડવોને રાજ મળ્યું, પણ પોતાના પિત્રાઈઓના નાશથી ઉદાશ થઇ પાંડવો રાજ છોડી હિમાલયપર ચડ્યા ને પરલોક પામ્યા.

પ્ર૦ પાંડવો ગયા પછી એ રાજ કોને મળ્યું ને તે ક્યારે?

૫૦ અરજુનના દીકરા અભિમન્યુના કુંવર પરિક્ષતને રાજ સોંપી પાંડવો ગયા. એ વાત સુમારે પાંચ હજાર વર્ષ ઉપર બની.

## પ્રકરણ ૨ જું.

પ્ર૦ પ્રાચીન કાળમાં પરદેશી રાજાઓ કયે માર્ગે આ દેશ પર સ્વારીઓ કરતા?

ઉ૦ અફઘાનિસ્તાનમાં થઈ ખૈબર ઘાટને માર્ગે.

પ્ર૦ પહેલ વહેલો કયા પારસી રાજાએ આ દેશ ઉપર હુમલો કર્યો ને ક્યારે?

ઉ૦ ઈ. સ. પૂ. ૫૧૮ માં દરવેશ ગુસ્તાસ્પે હુમલો કર્યો ને સિંધુના કાંઠાનો મુલક જીતી લેઈ ત્યાં એક હાકેમ પોતાના તરફનો નીમ્યો.

પ્ર૦ તે પછી બીજો કયો રાજા હિંદુસ્તાનપર ચઢી આવ્યો?

ઉ૦ ગ્રીસદેશનો મહાન સિકંદર પારસી દેશ જીતીને ઇ. સ. પૂ ૩૨૭ માં હિંદુસ્તાન ઉપર ચડી આવ્યો. તે વખતે પંજાબમાં પોરવ રાજા રાજ કરતો હતો. તેણે ગુજરાત ગામ આગળ લઢાઈ કરી તેમાં તે હાર્યો, પણ સિકંદરે દયા કરી તેનું રાજ પાછું સોંપ્યું.

પ્ર૦ મૌર્યવંશના રાજા કોણ ને ક્યાં થયાં?

ઉ૦ મગધમાં મહાભારતના વખતમાં જરાસંધ રાજા હતો, તેના વંશમાં કેટલાક રાજા થયા, પછી બુદ્ધના વખતમાં બિંબિસાર અને અજાતશત્રુ રાજા થયા. અજાતશત્રુથી છઠો રાજા નંદ થયો. નંદનાવંશમાં નવ રાજા થયા. નવમાનંદના વખતમાં સિકંદર હિંદુસ્તાનમાં આવ્યો. નવમાનંદના

ઔરસ પુત્ર ચંદ્રગુપ્તે પંજાબ જીત્યું ને મગધની ગાદીએ બેઠો. ઈ.સ.પૂ. ૩૧૫. એ ચંદ્રગુપ્તનાવંશજો મૌર્યવંશી કહેવાયછે.

પ્ર૦ ચંદ્રગુપ્તનારાજ ઉપર કોણે સ્વારી કરી,ને તેનું શું થયું?

ઉ૦ સિકંદરના મુવા પછી તેના રાજના ભાગ પડયા. તેમાં ઈરાન વગેરે સેલ્યુકસ નામે સરદાર દબાવી બેઠો. એ સેલ્યુકસે ચંદ્રગુપ્ત ઉપર સ્વારી કરી પણ તેમાં તેનું નહીં ફાવ્યાથી પોતાની કુંવરી ચંદ્રગુપ્તને પરણાવી સલાહ કરી.

પ્ર૦ ચંદ્રગુપ્ત પછી કોણ ગાદીએ બેઠું?

ઉ૦ તેનો દીકરો અશોક પ્રિયદર્શી નામ ધારણ કરી ગાદીએ બેઠો. તેણે અફઘાનિસ્તાન વગેરે જીતી લીધું. એ મહા પ્રતાપી રાજા હતો.

પ્ર૦ તેવખતના લોકોનીસ્થિતિ,રીતભાત,રાજનીતિકેવીહતી?

ઉ૦ તે વેળા શુદ્રોનું દાસત્વ ગયુંહતું પરંતુ બીજો જાતિભેદ મનુસ્મૃતિ પ્રમાણે હતો. બ્રાહ્મણો ને જોગીઓ સખ્ત તપ કરતા; લોકો ઉદ્યોગી ને પૈસાવાળા હતા; દરજીનો હુનર ઘણો નહોતો પણ સુતાર, લુહાર ને વણકરનો હુનર હતો; ખેતીની રીત આજના જેવી હતી; સમુદ્ર માર્ગે વેપાર કરવા શોઆમ ને જાવે જતા ને ત્યાં વસતા;સ્ત્રીઓમાં લાજ કરવાનો રીવાજ નહોતો; સ્ત્રીઓ ધણીની કે વાલીની આજ્ઞામાં રહેતી પણ તેમને ઘટિત માન મળતું; સતી થવાનો ચાલ નવો નીકળ્યો હતો; પોલીસનો બંદોબસ્ત સારો હોવાથી જાનમાલનું રક્ષણ થતું. પંચ મારફતે રાજાને કારભારીઓ ઇનસાફ કરતા; ગામનો બંદોબસ્ત મુખી પટેલ રાખતા ને તેઓ સરકારી નોકર ગણાતા. નોકરીના બદલામાં તેમને જમીન મળતી હતી. તે વખતના લોકો સદ્‌ગુણી હતા. તેઓ સાચા, પ્રમાણિક, સાદા, શાંત, ઉદ્યોગી ને નિર્વ્યસની હતા.

પ્ર૦ બૌદ્ધ ધર્મ કયા રાજાએ વધારે ફેલાવ્યો?

ઉ૦ મૌર્યવંશી અશોકે. એણે બળાત્કારે પોતાનો ધર્મ મનાવ્યો નહીં, પણ તિબેટ, બ્રહ્મદેશ, શીઆમ, ચીન, લંકા, જાવા વગેરે ઠેકાણે ઉપદેશ કરવા મોકલ્યા, અને પાલી ભાષામાં પુસ્તકો રચાવ્યાં.

પ્ર૦ જૈનધર્મ તે કયો?

ઉ૦ બૌદ્ધધર્મમાંથી એ મત નીકળ્યો છે. પણ જૈનમાર્ગી જાતિ ભેદ પાળે છે. વેદ ને પુરાણના દેવોનો ઇનકાર કરતા નથી, પણ મહાવીર સ્વામી, પારસનાથ ઇત્યાદિ ૨૪ તિર્થંકરોને એ દેવોથી શ્રેષ્ટ માને છે ને તેમને પરમેશ્વર કહે છે ને માત્ર તેમનેજ પુજે છે. બૌદ્ધની પેઠે તેઓ પણ જીવહિંસા ન કરવી, વ્રત ઉપવાસ કરવા, જગતકર્તા નથી ને કર્મ બંધ થાય ત્યારે આત્મા મુક્તિ પામે એવું માને છે. એ મતનું જોર ગુજરાત ને દક્ષિણમાં વધારે હતું. સુમારે ઇ. સ. ૬૦૦થી ઇ. સ. ૧૨૦૦ સુધી એ ધર્મનું પરિબળ વિષેપ હતું.

---

## પ્રકરણ ૩જું.

પ્ર૦ આપણા લોકોને હિંદુ શાથી કહે છે?

ઉ૦ આપણે આર્ય લોકો છીએ પણ સિંધુને કાંઠે વસનારાને ફારસીમાં હિંદુ કહ્યા છે તે ઉપરથી બધા આર્યોનું નામ હિંદુ પડ્યું ને તેમના રહેઠાણનું નામ હિંદુસ્તાન પડ્યું.

પ્ર૦ મૌર્યરાજ નરમ પડયા પછી કયાં રાજ્યો બળવાન થયાં?

ઉ૦ બાકત્રિઆ (બલ્ખરાજધાની)ના ગ્રીક રાજનો અમલ પંજાબ, સિંધને ગુજરાતમાં થયો જણાય છે. એ રાજ પાર્થિઆના શક લોકે જીત્યું. તેમની પાસેથી કાબુલના રજપુતોએ જીત્યું. મુસલમાન થયા પછી એ રજપુતોની રાજધાની લાહોરમાં થઇ.

પ્ર૦ પ્રાચીનકાળમાં ગુજરાતમાં કયા કયા વંશનાં રાજ્યોથયાં?

પ્ર૦ પ્રથમ દ્વારિકાંમાં જાદવ થયા. તે પછી ગુજરાત અશોકના તાબામાં આવ્યું ત્યાં સુધી કયા રાજા થયા તે

જણાતું નથી. અશોક પછી બાકત્રિઆના શાહવંશના રાજા-ને તાબે ગુજરાત ગયું. પછી ગુપ્તવંશના રજપુતોનું વલ્લભી-પુરમાં રાજ થયું ને તે પછી ચાવડા રાજ થયું. ચાવડા પછીની વાત ગુજરાતના ઇતિહાસમાં છે.

પ્ર૦ મગધમાં મૌર્યરાજ તૂટયા પછી કયાં રાજ્યો થયાં ?

ઉ૦ મૌર્ય પછી સંગાકુળના રાજા ઇ. સ. પૂ-૮૬ સુધી થયા. પછી કન્યાવંશ ઇ સ. ૩૧ સુધી ને તે પછી અગ્નિ-કુળની આંધ્ર શાખાનું રાજ બળવાન થયું.

પ્ર૦ આંધ્રકુળનું રાજ કયાં કયાં હતું ?

ઉ૦ મગધ, માળવા, વરંગુળ આદિ ઠેકાણે હતું. એ રાજ ઇ. સ. ૪૩૬ સુધી આબાદ હતાં ને કેટલાંક તો મુ-સલમાન આવતા સુધી હતાં.

પ્ર૦ આંધ્રરાજાની પરમાર શાખાના કયા રાજા બળવાનથયા?

ઉ૦ વિક્રમ ને ભોજ એ બને માળવામાં થયા. એ બંને પરાક્રમી, વિદ્યા, હુન્નરને ઉત્તેજન આપનાર ને રૈયતને સુખ આપનાર હતા.

પ્ર૦ વિક્રમનો શક શાથી ચાલ્યો?

ઉ૦ એણે શક લોકો મારી કહાડયા માટે. એ વિક્રમ પરદુ:ખ ભંજન કહેવાય છે.

પ્ર૦ એ પરમાર રાજ કોણે જીત્યું ?

ઉ૦ ભોજના પૌત્ર યશોવરમાન પાસેથી સિદ્ધરાજે જીત્યું હતું તે કેટલીક મુદતે સ્વતંત્ર થયા પછી મુસલમાનોએ ઇ. સ. ૧૨૩૧માં જીત્યું.

પ્ર૦ તે વખતે કનોજમાં કયા લોકોનું રાજ હતું.

ઉ૦ ગુપ્તવંશની રાઠોડ જાતનું રાજ હતું. એ રાજ મુ-સલમાનોએ ૧૧૯૩ માં જીત્યું. ત્યારથી રાઠોડોએ જોધપુરનું રાજસ્થાપ્યું.

પ્ર૦ બંગાળા (ગૌડ)માં કયા કુળના રાજા થયા?

ઉ૦ મહાભારતના વખતથી ઈ. સ. ૧૨૦૩માં મુસલમાન-આવ્યા. ત્યાં સુધી ચાર કુળના રાજા થયા. તેમાં ત્રીજું પાલ કુળ બૌદ્ધ માર્ગી હતું. તેમાં દેવપાળદેવ પ્રખ્યાત રાજાધિરાજ થયો.

પ્ર૦ રાજાધિરાજ કોને કહેતા?

ઉ૦ જે રાજા બળવાન થઇ બીજા રાજાઓને જીતી ખંડીઆ કરે તે રાજા રાજાધિરાજ કહેવાતા. તે પ્રમાણે ચંદ્રગુપ્ત, અશોક, વિક્રમ વગેરે રાજાધિરાજ થઇ ગયા છે.

પ્ર૦ મુસલમાન હુમલા કરવા લાગ્યા તે વખતે નર્મદાની ઉત્તરમાં ક્યાં કયાં મોટાં રાજ્યો હતાં ?

ઉ૦ પંજાબ, દીલ્હી, કનોજ, બંગાળાને મેવાડ એ ૬ રાજ્યો બળવાન હતાં.

પ્ર૦ તે વખતનાપંજાબનારાજકુળને અસ્વનંદી શામાટેકહેછે?

ઉ૦ એ રાજાના શિક્કામાં એકતરફ આખલાનો ને એક તરફ ઘોડેસ્વારનો આકાર હતો તે ઉપરથી.

પ્ર૦ તે વખતના ગુજરાતના રાજાની હદ કયાં સુધીહતી?

ઉ૦ સિદ્ધરાજ આદિ પ્રતાપી રાજાના વખતમાં એરાજની આણ કોકણ, કોલ્હાપુર, માળવા, મેવાડને સિંધસુધી ફરતી.

પ્ર૦ દક્ષિણ હિંદુસ્તાનમાં મુસલમાનો આવતા પેહેલાં કયાં પ્રખ્યાત રાજ્યો હતાં ?

ઉ૦ દક્ષિણમાં અનાર્ય લોકો હતા. તેમના ઉપર ઉત્તર તરફથી આર્ય લોકે આવી રાજ સ્થાપ્યાં. તેમાં મધુપુરી (મદુરા) માં પાંડય વંશનું ને કાંચી (કાંજેવરમ)માં ચોળવંશનાં રાજ બળવાન હતાં.

પ્ર૦ એઅનાર્ય લોકો ઉપર પેહેલાં કોણે સ્વારી કરીહતી?

ઉ૦ રામચંદ્રે કરી ને લંકા જીતી. પછી મગધના ચંદ્રગુપ્તે, પછી કાસ્મીરના ગોનાર્દ કુળના મેઘવાહને; અને તે પછી બંગાળાના દેવપાળદેવે કરી હતી.

પ્ર૦ એ દેશ (દ્રાવિડ) માં પ્રથમ સુધારો કોણે દાખલકર્યો?

ઉ૦ અગસ્તઋષિએ એ ભાગમાં ખેતી ને હુનર દાખલકર્યો?

પ્ર૦ ચોળ ને પાંડ્ય કુળનાં રાજ સિવાય દક્ષિણમાં બીજાં ક્યાં રાજ્યો થયાં હતાં ?

ઉ૦ ત્રાવણકોર. મલબાર ને મૈસુરના આથમણા ભાગઉપર ચેરા કુળનું. પૈઠણમાં શાલીવાહનનું. કલ્યાણમાં ચાલુકયો (સોળંકી)નું ને વરંગુળમાં આંધ્ર કુળનું રાજ હતું.

પ્ર૦ ચેરા કુળનું રાજ પડી ભાગ્યા પછી ત્યાં કયુંરાજથયું?

ઉ૦ ઈ. સ. નાદશમા સૈકા લગી એ રાજ હતું. તે પછી મૈસુરના ઉત્તર ભાગમાં દ્વારસમુદ્રમાં રાજ થયું તે રાજા શ્રાવક હતા. પણ ઈ. સ. ૧૧૩૩માં વિષ્ણુ વર્ધમાન રાજાને રામાનુજ સ્વામીએ વૈષ્ણવ કર્યા. એ રાજ ઈ. સ. ૧૩૧૦માં મુસલમાનોએ તોડયું.

પ્ર૦ શાલીવાહનનો શક શાથી ચાલ્યો ?

ઉ૦ એ કુંભારનો છોકરો હતો, પણ બ્રાહ્મણોને તેણે બુદ્ધોના જુલમમાંથી છોડાવ્યા તેથી તેમણે તેનોશક ચલાવ્યો.

પ્ર૦ કલ્યાણમાં ચાલુકયો ક્યાંથી આવેલા ?

ઉ૦ અયોધ્યાથી આવી એ રાજ સ્થાપેલું. એ રાજાઆગળ જતાં જૈન ધર્મને આશરો આપનારા થયા. ઈ. સ. ૧૧૮૨માં એ રાજ તૂટયા પછી દેવગઢ (દોલતાબાદ)ના જાદવોને હાથ ગયું.

પ્ર૦ એ ભાગમાં લિંગાયત પંથ કોણે ચલાવ્યો ?

ઉ૦ બસાપ્પા નામે બ્રાહ્મણે.

પ્ર૦ વરંગુળમાં આંધ્ર કુળના રાજા ક્યાંથી આવેલા?

ઉ૦ મગધથી.

પ્ર૦ ઓઢીઆ ને કટકમાં તે વખતે કોનાં રાજ હતાં?

ઉ૦ ઓઢીઆમાં કેશરી વંશના રાજા ઈ.સ. ૧૧૩૧સુધી, ને કટકમાં ગજપતિ રાજા ઈ. સ. ૧૫૬૮ સુધી હતા ને મેદનીપુરની પાસે ગંગાવંશના રાજાનું રાજ હતું.

---

## પ્રકરણ ૪ થું.

પ્ર૦ મુસલમાની ધર્મ કોણે ને શી રીતે ચલાવ્યો?

ઉ૦ અરબસ્તાનના મક્કા શેહેરમાં હજરત મહમદે એ

ધર્મનો ઉપદેશ કર્યો તેની સામા લોકો થયા. મહમદ નાસીને મદીને ગયો ને શિષ્યો વધાર્યા. અરબ રાજા તેની સામા લઢ્યા પણ હાર્યા. ને થોડી મુદતમાં આખો અરબસ્તાન મુસલમાની ધર્મમાં આવ્યો.

પ્ર૦ મુસલમાની સન શાથી પડયો?

ઉ૦ મુસલમાની સનને હીજરી કહેછે. એ સન મહંમદ ઇ. સ. ૬૨૨માં મક્કેથી મદીને નાસી ગયો ત્યારથી પડયો કેમકે અરબીમાં નાસવાને હીજરી કહે છે.

પ્ર૦ હજરત મહંમદનો ઉપદેશ શો હતો?

ઉ૦ પરમેશ્વર એક છે. પરમેશ્વરનો પેગમ્બર મહંમદછે, મૂર્ત્તિ પુજા કરવી નહી, બધા મુસલમાન ભાઈ છે. ધર્મને માટે રણમાં પડે તે સ્વર્ગે જાય, ને બીજાને મુસલમાની ધર્મમાં લેવામાં મોટું પુણ્ય છે એમ શીખવ્યું. ને તેથી તેનો ધર્મ જલદી ફેલાયો.

પ્ર૦ મહંમદની ગાદીએ આવનારને શું કહેતા?

ઉ૦ મહંમદ પછી એના શિષ્યો ગાદીએ બેઠા તે ખલીફા કહેવાતા

પ્ર૦ પહેલ વેહેલાં ક્યા મુસલમાને હિંદુસ્તાન ઉપર સ્વારી કરી ને તેણે શું કર્યું?

ઉ૦ બસરાના સુબાએ મહંમદ કાસિમ નામે સરદારને હિંદુસ્તાનપર સ્વારી કરવા મોકલ્યો તેણે સિંધના દાહીર રાજાને હરાવી સિંધ જીત્યું. પણ તે મરાયાથી રજપુતો સિંધમાં ફરી સ્વતંત્ર થયા.

પ્ર૦ કાસિમ પછી હિંદુસ્તાનઉપર ક્યામુસલમાને સ્વારીકરી?

ઉ૦ ગીજનીમાં અલપ્તગીને મુસલમાની રાજ સ્થાપ્યું હતું તેના પછી તેનો જમાઇ સબકતગીન થયો તેણે ઈ.સ. ૯૭૭માં પંજાબ ઉપર સ્વારી કરી.

પ્ર૦ એ સ્વારીમાં શું થયું?

ઉ૦ પંજાબનો અશ્વનંદી કુળનો રાજા જયપાળ લઢ્યો

રાજ્યનો બંદોબસ્ત કરી રૈયતને ઇનસાફ આપ્યો.

પ્ર૰ નાસરૂદ્દીન કેવા ગુણનો પાદશાહ હતો?

ઉ૰ ભલો ને સદ્ગુણી હતો, તેથી તેના રાજ્યનો બંદોબસ્ત તેના વજીર બુલબનને હાથ હતો.

પ્ર૰ નાસરૂદ્દીન પછી ગાદીએ કોણ બેઠો ને તે કેવો હતો?

ઉ૰ બુલબન. તે બહાદુર હતો. તેણે તુર્ક સરદારોને તાબે કર્યા ને જે રજપૂત રાજાઓ લડવા ઉઠયા હતા તેમને હરાવ્યા તથા બંગાળાનું બંડ સમાવ્યું.

પ્ર૰ બલબન પછી ગાદીએ કોણ બેઠું?

ઉ૰ બલબનના દીકરા બકારાખાંનો પુત્ર કૈકુબાદઈ. સ. ૧૨૮૭

પ્ર૰ કૈકુબાદનું રાજ્ય કોણે અને શી રીતે લઇ લીધું?

ઉ૰ તેના વજીર જલાલુદ્દીન ખીલજીએ તેને મારીનેલીધું.

પ્ર૰ ગુલામવંશના કયા પાદશાહોપર મુગલોએ હુમલાકર્યા?

ઉ૰ બહેરામ, નાશરૂદ્દીન, ને બુલબન.

પ્ર૰ ખીલજીવંશના પાદશાહો કોણકોણ અને ક્યારે થયા?

ઉ૰ જલાલુદ્દીન ઇ. સ. ૧૨૯૦ ઇબ્રાહીમ ૧૨૯૫ અલાઉદ્દીન બુની ૧૨૯૫, ઉમર ૧૩૧૫, મુબારક ૧૩૧૬. ખુશરૂ. ૧૩૨૦

પ્ર૰ જલાલુદ્દીન કેવા ગુણનો પાદશાહ હતો?

ઉ૰ કૈકુબાદ ને સીદીમૌલાને મારી હત્યા કરી ખરી પણ બાકીનાં કામ દયાવાળાં હતાં, તેથી રાજ્યમાં અવ્યવસ્થાથઇ,

પ્ર૰ જલાલુદ્દીન પછી કયો પાદશાહ થયો, ને તેણે કેવી રીતે રાજ્ય મેળવ્યું?

ઉ૰ પોતાના કાકાજલાલુદ્દીનનેમારીઅલાઉદ્દીનપાદશાહથયો.

પ્ર૰ જલાલુદ્દીનને તેણે કેવી રીતે માર્યો?

ઉ૰ અઉલાદ્દીને દક્ષિણમાં દેવગિરિના રાજા રામદેવ ઉપર ચઢાઇ કરી હતી ત્યાંથી જીતી પાછોઆવ્યો, તેને જલાલુદ્દીન મળવા આવ્યો મુલાકાત વખતે અલાઉદ્દીને મારી નંખાવ્યો.

પ્ર૰ અલાઉદ્દીને ગાદીપર બેઠા પછી કયાં ઘાતકી કામકર્યાં?

ઉ૰ જલાદ્દીનની બેગમને, તથા તેના બે શાહજાદાને વિશ્વાસઘાત કરી મારી નંખાવ્યાં.

પ્ર० અલાઉદ્દીને કયાં કયાં રાજ્યો જીતી લીધાં?

ઉ० ગુજરાત, ખાનદેશ, વરંગુળ, કર્ણાટક ને મલબારથી કન્યાકુમારી સુધી.

પ્ર० અલાઉદ્દીનના મૂખ્ય સરદારો કયા હતા?

ઉ० એનો ભાઈ અલીફખાં, સેનાપતિ અલ્પખાં ને તેનો ગુલામ કાફુર.

પ્ર० એણે ગૂજરાત શી રીતે અને કોની પાસેથીમેળવી?

ઉ० ગૂજરાતના છેલ્લા રાજા કરણ વાઘેલાનો પ્રધાન માધવ હતો. તેની પદ્મણીઓને રાજાએ લઈલીધી તેથી તે અલાઉદ્દીનને મળ્યો. પાદશાહે અલીફખાં તથા અલ્પખાંને ફોજ આપી ગૂજરાત મોકલ્યા. તેમણે ગૂજરાત જીતી.

પ્ર० અલાઉદ્દીનના વખતમાં કયો મુગલ સરદાર ચઢી આવ્યો ને તેને કોણે હરાવ્યો.

ઉ० કતલઘખાં ઇ. સ. ૧૨૯૮માં ચઢી આવ્યો. તેને અલાઉદ્દીનના સરદાર જાફરખાંએ હરાવ્યો.

પ્ર० અલાઉદ્દીનનું મોત શી રીતે થયું?

ઉ० તેને તેના ગુલામ સરદાર કાફુરે ઝેર દઇને માર્યો.

પ્ર० મુબારકને શી રીતે ગાદી મળી?

ઉ० કાફુરે અલાઉદ્દીનના બીજા છોકરાઓની આંખો ફોડી મુબારકને મારવા મારા મોકલ્યા પણ તે મારાઓએ તેને બચાવ્યો. રાયરાક્ષક સ્વારોના જમાદારે તેના પક્ષમાં થઈ કાફુરને મરાવ્યો તેથી મુબારક પાદશાહ થયો.

પ્ર० મુબારક કેવા ગુણનો પાદશાહ હતો?

ઉ० રંડીબાજ, દારૂડીઓ, હત્યારો ને ક્રૂર હતો. તેથી તેણે પોતાના રાજ્યનો કારભાર મુસલમાન થયેલા ઢેડ ખુશરૂખાંનેસોંપ્યો. એજ ખુશરૂખાં મુબારકને મારી ગાદી પર બેઠો.

પ્ર० ખુશરૂખાંએ ગાદીએ બેઠા પછી શાં કામ કર્યાં?

ઉ० પાદશાહી કુટુંબના દરેક મર્દને મારી નાંખ્યા. રાજ્ય કૂળના સગા ઉમરાવોને પણ માર્યા. અને પોતે આ-

લાઉદ્દીનના મોટા કુંવરની બેગમ દેવળદેવીને પરણ્યો, તથા બીજી બેગમોને પોતાના ઢેડ સગાંઓમાં દીધાં. તેથી મુસલમાન જાત કોપી પણ તે ઢેડ હોવાથી રજપૂતોએ તેને મદદ કરી નહીં. તેથી રાજ્યમાં બળવા થયા. તેમાંના પંજાબના સુબા ગ્યાસુદ્દીન તઘલખે આવી તેને હરાવ્યો ને માર્યો. ઈ. સ. ૧૩૨૦.

પ્ર૦ તઘલખવંશના પાદશાહો કોણ કોણ ને કયારે થયા.

ઉ૦ ગ્યાસુદ્દીન, ઈ. સ. ૧૩૨૦માં, મહમદ ૧૩૨૫, ફીરોજશાહ ૧૩૫૧, ગ્યાસુદ્દીન બીજો ૧૩૮૮, અબુબકર ૧૩૮૯, નાસરૂદ્દીન ૧૩૮૯, સિકંદર ૧૩૯૨, મહંમદશાહ ૧૩૯૨.

પ્ર૦ ગ્યાસુદ્દીન કેવા ગુણનો હતો ને તે શી રીતે મુઓ?

ઉ૦ તે ડાહ્યો ને ઠરેલ હતો. ખુશરૂને મારી દિલ્હીની ગાદીએ યોગ્ય પુરૂષને બેસાડવાની સરદારોને ભલામણ કરી પણ સરદારોએ તેનેજ પાદશાહ ઠરાવ્યો. એ ખેડુતનાં હકમાં લાભકારી ઠરાવ કરી બંગાળે ગયો. ત્યાં હજુ બકારાખાં સુબો હતો. તેને કાયમ રાખી પાછો આવ્યો. તેને આવકાર દેવાને દીલ્હી નજીક શાહજાદા મહંમદે લાકડાનો ડેરો બનાવ્યો હતો. તે પડવાથી પાદશાહ ચગદઈ મુઓ.

પ્ર૦ મહમદ તઘલખે કેવી રીતે રાજ્ય કર્યું?

ઉ૦ તે ભણેલો, બુદ્ધિમાન, શુરવીર પણ ગાંડો ને દયા રહીત હતો. તેથી મુસલમાન સુબાઓ સ્વતંત્ર થયા.

પ્ર૦ તેણે ગાંડાઈનાં કયાં કામ કર્યાં?

ઉ૦ દોલતાબાદ રાજધાની કરવાને દિલ્હીની વસ્તીને ત્યાં વસવાને ફરમાવ્યું. પોતાના મુલકનો પૂરો બંદોબસ્ત થયા વગર ચીન ને ઇરાન ઉપર સ્વારી કરવા લશ્કર મોકલ્યું. પીત્તળનું નાણું ચલાવવાની કોશીશ કરી.

પ્ર૦ એના વખતમાં કયાં કયાં રાજ્યો સ્વતંત્ર થયાં?

ઉ૦ બંગાળા, દોલતાબાદમાં બ્રાહ્મણી પાદશાહી ને વરંગુળમાં

પ્ર૦ ફિરોજ શાહે કેવાં કામ કર્યાં?

ઉ૦ દિલ્હીની પાસે ફિરોઝાબાદ શહેર વસાવી તેને માટે નહેરો ખોદાવી. તે સિવાય, કૂવા, વાવ. તળાવ. કાંસ, ધર્મશાળા, પાઠશાળા વગેરે લોકોપયોગી કામ કર્યાં ને ઘાતકી સજા કરવાની મના કરી.

પ્ર૦ ફીરોજશાહની પછીના પાદશાહો કેવા હતા ?

ઉ૦ ફીરોજ પછી બે ત્રણ નબળા પાદશાહ થયા. છેલ્લો પાદશાહ મહમદ પણ નબળો હતો, તેના વખતમાં ઇ. સ. ૧૩૯૮માં પશ્ચિમ અને મધ્ય એશીઆ જીતી તૈમુર દિલ્હી પર ચઢી આવ્યો. તેની રાજધાની સમરકંદમાં હતી. એનું તુર્ક અને મુગલ ધાડું દેશ લૂટતું, બાળતું ને ખૂન કરતું આવ્યું. મહમદ ગૂજરાત ભણી નાશી ગયો. તૈમુરે પાંચ દહાડા દિલ્હી લૂટી કતલ ચલાવી પાછો ગયો પછી મહમદ પાછો આવી પાદશાહ થયો. તે ઇ. સ. ૧૪૧૨માંમરણપામ્યો.

પ્ર૦ મહમદપછી કયાવંશના પાદશાહો કોણકોણનેકયારેથયા

ઉ૦ દોલતખાં લોદીએ બે વર્ષ અમલ કર્યો તે પછી સૈયદ ખીજરખાંએ મુલતાનથી આવી દીલ્હી લીધું. ઇ. સ. ૧૪૧૪ પછી મુબારક ૧૪૨૧, મહમદ ૧૪૩૩ ને સૈયદઆલમ ૧૪૪૩માં થયો. છેલ્લાચારેપાદશાહો સૈયદવંશમાંગણાયછે.

પ્ર૦ એ પાદશાહોના વખતમાં જાણવાજોગબનાવશાબન્યા?

ઉ૦ તેમના વખતમાં કંઇ જાણવા જોગ બનાવ બન્યા નથી. મહમદના વખતમાં જુઆનપૂર ને માળવાના સુલતાનોએ તેના પ્રાંતો જીતી લીધા. દિલ્હી પણ પંજાબનાસુબા બહીલોલની મદદથી બચી. એ બહીલોલને સૈયદ આલમે રાજી ખુશીથી રાજ્ય સોંપ્યું. બહિલોલ લોદી વંશનોહતો.

પ્ર૦ લોદી વંશના પાદશાહો કયા ને ક્યારે થયા?

ઉ૦ બલિલોલ ઇ.સ. ૧૪૫૦સિકંદર૧૪૮૮,ઇબ્રહિમ ૧૫૧૭.

પ્ર૦એ પાદશાહોનાવખતમાં જાણવા જોગ બનાવશાબન્યા?

ઉ૦ બહિલોલ જબરો પાદશાહ હતો. તેણે ઘણા સ્વતંત્ર થયેલા સુબેદારોને તાબે કર્યા. ૨૬ વર્ષ સુધી લડી જુઆન-

નપુર જીત્યું ને પંજાબથી બંગાળા સુધીનો મુલક તાબે કર્યો. સિકંદર જોરાવર પણ ધર્માંધ હતો, ઇબ્રાહિમ અભિમાની હોવાથી સરદારો નારાજ થયા ને પ્રાંતોમાં ફિસાદ થયો. તેથી પંજાબના સુબા દોલતખાં લોદીએ કાબુલથી બાબરને બોલાવ્યો. તેણે ૧૫૨૬ માં પાણીપતમાં ઇબ્રાહિમને હરાવી માર્યો.

પ્ર૦ બાબર કોણ હતો?

ઉ૦ તૈમૂરના વંશમાં મોગલ જાતનો પાદશાહ હતો. તે ઇ. સ, ૧૫૨૬ માં દિલ્હીમાં પાદશાહ થયો.

## પ્રકરણ ૬ ઠું.

પ્ર૦ કાસ્મીરમાં કયા કયા કુળોએ રાજ કર્યું?

ઉ૦ ઇ. સ. પુ. ૩૭૧૪ થી ઇ. સ. ૧૨૯૪ સુધીમાં ગોનાર્દ, આદિત્ય, નાગ, ઉત્પાળ વગેરે કુળોએ રાજ કર્યું.

પ્ર૦ કાસ્મીરમાંથી હિંદુરાજ શી રીતે ગયું ને કોણે લીધું?

ઉ૦ ઇ. સ. ૧૩૧૫ માં સેન દેવ નામે રાજા હતો, તેણે શાહમીર નામે મુસલમાનને નોકરીમાં રાખ્યો, તે આગળ જતાં પ્રધાન થયો. આગળ આણંદરાવ રાજાએ તેને કાઢી મૂકવાથી તે બળવો કરી રાજા થયો. તેણે પણ સારી રીતે રાજ કર્યું.

પ્ર૦ દિલ્લીના પાદશાહોએ ક્યાં હિંદુરાજ્યો ખાલસા કર્યા

ઉ૦ પંજાબ, આગ્રા, દિલ્લી, અજમેર, અયોધ્યા, કનોજ, બહાર, બંગાળા, માળવા, ગુજરાત, ખાનદેશ, દેવગઢ, કલ્યાણી ને વરંગુળ.

પ્ર૦ દિલ્લીનીપાદશાહીતૂટવાથી કયાં ક્યાંસ્વતંત્રરાજ્યથયાં?

ઉ૦ બંગાળા, જવાનપુર, માળવા, ગૂજરાત, સિંધ, ખાનદેશ, અને બ્રાહ્મણી પાદશાહી.

પ્ર૦ એ રાજ્યો કોણેને ક્યારે સ્વતંત્ર કર્યાં ને તે કોણે ને ક્યારે દિલ્લીના રાજ સાથે જોડી દીધાં?

| ઉ૦ રાજ્ય. | રાજ્ય સ્થાપનાર | રાજ્ય સ્થાપવાની સાલ. | કોણે દિલ્હીસાથે જોડયું. | કઇ સાલમાં જોડયું. |
|---|---|---|---|---|
| બંગાળા. | ફકરૂદ્દીન | ૧૩૩૯ | અકબરે | ૧૫૯૦ |
| જુવાનપુર, | ક્વાજાજહાન | ૧૩૯૩ | બહિલોલ | ૧૪૭૪ |
| માળવા. | દિલાવરખાં | ૧૪૦૧ | ગુજરાતના બહાદુરે લીધું તે. | ૧૫૭૩ |
| | | | ગુજરાત સાથે અકબરે લીધું. | ૧૫૭૩ |
| ગુજરાત. | જાફરખાં | ૧૩૯૬ | અકબર | ૧૫૭૩ |
| સિંધ. | મલીક ફુરકી | ૧૩૯૦ | અકબર | ૧૬૦૧ |

મહંમદ કાસમ પાસેથી સુમરા રજપુતોએ રાજ્ય કર્યું, તેમના પછી સુમાના જાતના જામ રાજા થયા, ઇ૦સ૦ ૧૩૮૦ પછી એ રાજા મુસલમાન થયા. તેઓ ખંડણી આપતા ને.દિલ્હીના નબળા પાદશાહના વખતમાં સ્વતંત્ર થતા. છેવટ અકબરે ૧૫૯૪ માં સિંધ દિલ્હી સાથે જોડયું.

બ્રાહ્મણી. હસનગંગુ. ૧૩૪૭ એ રાજ્ય નબળું થવાથી તેના પાંચ ભાગ પડી પાંચ સ્વતંત્ર રાજ્ય થયાં.

પ્ર૦ બ્રાહ્મણી વંશના પાંચ ભાગ કોણે ને ક્યારે પાડયા ને તે રાજ્યો કોણે ને ક્યારે તોડયાં?

| ઉ૦ રાજ્ય. | સ્થાપનાર. | સાલ. | રાજ તોડનારનું નામ. | રાજ તુટયાની સાલ. |
|---|---|---|---|---|
| વરાડનું ઇમામશાહી. | ફ્રાયઉલ્લા. | ૧૪૮૪ | અહંમદનગરના નિજામે. | ૧૫૭૪ |
| અહંમદનગરનુંનિજામશાહી. | મલિકઅહંમદ. | ૧૪૮૭ | શાહજહાન. | ૧૬૩૭ |
| વિજાપુરનું આદિલશાહી. | આદિલશાહ, | ૧૪૮૯ | ઔરંગજેબ (શાહઆલમ) | ૧૬૮૭ |
| ગોવળકોંડાનું કુતુબશાહી. | કુતુબશાહ. | ૧૫૧૨ | ઔરંગજેબ | ૧૬૮૬ |

બેદરનું બરીદશાહી. બરીદશાહે. બ્રાહ્મણી રાજની ગાદી પ્રથમ ગુલબર્ગ ને પછી બેદરમાં હતી. એ બેદરમાં નબળા પાદશાહનાવખતમાંબરીદશાહપ્રધાનસ્વતંત્રથયો. એરાજગોવળકોંડાનેવિજાપુરનાહાકેમોએજીતીનેવહેંચીલીધું.

પ્ર૦ વિજયનગરના રાજ્યની હકીકત કહો?

ઉ૦ એ રાજ્ય મહંમદ તઘલખના વખતમાં થયું ને તેમને તાબે હાલના મદ્રાસ ઇલાકા જેટલો મુલક હતો. એ રાજ્ય ઇ. સ. ૧૫૬૫માં અહંમદનગર, વિજાપુર, ગોવળકોંડા ને બેદરના પાદશાહોએ સંપ કરી જીત્યું. તે વખતે નરસિંધ વંશનો રામ રાજા રાજ્ય કરતો હતો.

પ્ર૦ પોલીગાર કોને કહે છે?

ઉ૦ વિજયનગરનું રાજ્ય જીતાયા પછી તેના તાબાના નાના ખંડીઆ રાજા ખંડણી આપી બચી ગયા, તેમને જમીનદાર કે પોલીગાર કહે છે.

પ્ર૦ મદ્રાસ શહેરની જમીન અંગ્રેજોને કોણે વેચાતી આપી?

ઉ૦ વિજયનગરના રામ રાજાના ભાઈનું રાજ્ય ચંદ્રગીરીમાં હતું તેણે.

પ્ર૦ મેવાડના રાજ્યની હકીકત કહો?

ઉ૦ ફીરોઝ પછીના નબળા પાદશાહના વખતમાં એ રાજ જોરપર આવ્યું. એ રાજ અયોધ્યાના રામના વંશનું ગણાય છે. તે વલ્લભી કુળના વંશજ છે. વલ્લભીનો રાજા ગોહા ઇરાનના નસરવાન નામે પારસી રાજાની કુંવરી વેરે પરણ્યો. ગોહા રાજાના વંશમાં ઈ. સ. ૧૪૪૦માં કુંભોરાણો (મીરાંનોવર) થયો. તેણે ગુજરાતને માળવાના એકઠા લસ્કરને હરાવી ચીતોડમાં કિર્તિસ્થંભ ચણાવ્યો. કુંભાનો પૌત્ર સંગ પણ બળવાન થયો. તે બાબર સાથે લઢ્યો પણ હાર્યો. અકબરે ચીતોડ લીધાથી રાજધાની ઉદેપુર થઇ.

પ્ર૦ હિંદુસ્તાનમાં યુરોપી લોક શા માટે આવવા લાગ્યા?

ઉ૦ વેપાર કરવાને. પ્રથમ હિંદુસ્તાનનાં આથમણાં બંદોરોમાં લાલ સમુદ્રથી મુસલમાન વેપારીઓનાં વહાણ માલ લેવા આવતાં તે માલ ઇરાન, સીરીઆને મીસરની વાટે યુરોપમાં વેચાતો. એ વેપારીઓ ઘણું કમાતા તેથી લલ-

ચાઇ યુરોપી પ્રજા આ દેશમાં વેપાર કરવા આવના લાગી.

પ્ર૦ કયી કયી યુરોપી પ્રજા અનુક્રમે આવી ને તે ક્યારે ને પ્રથમ ક્યાં આવી?

| ઉ૦ પ્રજા. | ક્યારે આવી. | ક્યાં આવી. |
|---|---|---|
| પોર્તુગીજ. | ૧૪૯૮ | કાલીકટ ને પછી દીવ. દમણને ગોવામાં મથક કર્યાં. |
| વલંદા. | સોળમા સૈકામાં. | આંબોયના, ચિન્સુરા. |
| અંગ્રેજ. | ૧૬૦૦ | સુરત ને પછી મદ્રાસ. મુંબાઇને કલકત્તામાં મથકકર્યું |
| ફ્રેંચકે ફ્રાંસેસ. | સતરમા સૈકામાં. | સુરત ને પછી પોંદીચરી, માહી, ચંદ્રનગરમાં મથક કર્યાં. |

પ્ર૦ પોર્ટુગીજ શી રીતે વેપાર કરવા આવ્યા?

ઉ૦ પોર્ટુગાલના રાજા તરફથી પ્રથમ વાસ્કોડીગામા કેપ આવગુડ હોપને ફરીને માલ લેવા આવ્યો, તે કાલિકટ આવ્યો. તે વખતે ત્યાં ઝામોરીન રાજા હતો. ગામા પછી જબરો સરદાર આલ્બુકર્ક આવ્યો. તેણે ને પાછલા સરદારોએ દીવ, દમણ, ગોવા, હોર્મજ, મલ્લાકા. વગેરે જીત્યાં ને પોર્ટુગીજ સત્તાધારી થયા. પણવલંદાએ તેમનું દરિઆઇ બળ તોડ્યુ.

પ્ર૦ વલંદા, અંગ્રેજ ને ફ્રેંચ શીરીતે વેપાર કરવા આવ્યા?

ઉ૦ પોર્ટુગાલના રાજાનાં વહાણ આવતાં પણ આ ત્રણે પ્રજાએ, કેટલાક વેપારીઓ એકઠા થઇ કંપનીઓ કરી વેપાર કરવાની પોત પોતાના રાજા પાસેથી સનંદો મેળવી કે તે દેશના બીજા વેપારી વેપાર કરવા આવે નહી. એ કંપનીઓ ઇસ્ટઇંડિઆ કંપની કહેવાતી.

## પ્રકરણ ૭ મું.

પ્ર૦ તુર્ક ને પઠાણ રાજ્યોના વારામાં હિંદુઓની કેવી સ્થિતિ હતી?

ઉ૦ એ રાજ્ય સવાત્રણસેં વરસ ચાલ્યું. એ મુદતમાં

હિંદુરાજ લેવાનો ને હિંદુ ધર્મ નાશ કરવાનો પ્રયત્ન મુસલમાનોએ કર્યો તે માટે લાખો હિંદુ માર્યા. દેહેરાં તોડ્યાં, મૂર્ત્તિઓ ભાગી, હિંદુનાં બૈરાં છોકરાંને ગુલામ કર્યા. પણ હિંદુ ધર્મનો નાશ ના કરીશક્યા. માત્ર તેમનાં રાજલેઇશક્યા.

પ્ર૦ એ મુદતમાં હિંદુ પ્રજાને શી હાની થઇ?

ઉ૦ એ મુદતમાં વેપારી કારીગરને ખેડુત માત્ર હિંદુ હતા. મોટા હોદ્દા સઘળા મુસલમાનને હાથ હતા. હિંદુ પ્રજાને ખુંદવાનો વિચાર કર્વાથી તેઓ બળહિન ને રાજકાજની સમજ વિનાના થયા. તેમનામાં અજ્ઞાન વધ્યું. વિદ્યા ને હુન્નર ઘટ્યો, ચાર જાતિ મટી સેંકડો જાતો થઇ ને જાતિ બંધન મજબુત થયું, બાળલગ્ન ને જનાનો દાખલ થયો, પુનર્લગ્ન બંધ પડ્યાં. સતી થવાનો ચાલ વધ્યો. યુરોપી પ્રજા આવી ત્યાંસુધી વેપાર મંદ પડ્યો ને વિજયનગર ને રજપુતસ્થાન સિવાયનાં હિંદુરાજ્યો તૂટ્યાં.

પ્ર૦ બાબરેહિંદુસ્તાન જીત્યું તેપેહેલાંની તેની હકીકતકહો.

ઉ૦ એ તેમુરથી છઠ્ઠો પુરૂષ હતો. એ તાતાર જાતનો હતો. એની મા ઝંઘીસખાંની જાતની મુગલાણી હતી. તૈમુરના રાજના ભાગ થઇ ગયા તેમાંના સમરકંદ, બલ્ખ, કાબુલ વગેરે તેના કુળને તાબે હતા. બાબરે એ રાજ્યો તાબે કરવા પ્રયત્ન કર્યો, તેમાં ઘણીવાર હારજીત થઈ. સન ૧૪૯૪ માં કાબુલમાં એ આવી રહ્યો. તે વખતે હિંદુસ્તાન જીતવાનો વિચાર થયો. તેવામાં પંજાબના દોલતખાંએ તેને દિલ્લીજીતવા બોલાવ્યાથીઆવીનેતેણેઇ.સ.૧૫૨૬માંદિલ્લીજીત્યું.

પ્ર૦ બાબરે દિલ્લી જીત્યું તે વખતે હિંદમાં બળવાન રાજ્યો ક્યાં હતાં?

ઉ૦ બહારમાં મહંમદશાહ લોહાની, બંગાળામાં સૈયદ નજીબશાહ, મેવાડમાં મહારાણોસંગ, ચંદેરીમાં મેદનીરાય, ગુ-

જરાતમાં બહાદુરશાહ, ને દક્ષિણમાં બ્રાહ્મણી વંશનાં પાંચ સ્વતંત્રરાજ્યો, વિજયનગરનું ને ગોવામાં પોર્ટુગીજનુંએ હતાં.

પ્ર૰ તેમાંનાં કયાં કયાં રાજ્યો સાથે બાબરે લઢાઈ કરી?

ઉ૰ હુમાયુએ જુવાનપુર સુધીનો મુલક જીત્યો. મેવાડ, ચંદેરી, જેપુરને જોધપુરનાં રાજ્યો મહારાણાસંગની સરદારી નીચે લઢવા આવ્યાં, તેમને મહા મેહેનતે બાબરે ફતેપુર સીકરી આગળ ઇ. સ. ૧૫૨૭ માં હરાવ્યાં ને બંગાળા ને બહાર પ્રાંતો પણ જીત્યા.

પ્ર૰ બાબરનું મૃત્યું કયારે થયું ને તે કેવા ગુણનો હતો?

ઉ૰ ઇ. સ, ૧૫૩૦ માં. એણે જીતાયલા દુશ્મન ઉપર ક્રૂરતા કરી તોપણ તે શૂરો, ધીરજવાળો ને આગ્રહી હતો. તેના પછી તેનો મોટો કુંવર હુમાયુ પાદશાહ થયો.

પ્ર૰ હુમાયુએ કેવી રીતે રાજ કર્યું?

ઉ૰ એ ઉદાર દિલનો હોવાથી તેણે પોતાના ભાઈઓને રાજ વેંહેચી આપ્યું. એને ગૂજરાતના બહાદુરશાહ સાથે અણબનાવ થવાથી હુમાયુએ તેને હરાવ્યો. એવામાં બંગાળામાં શેરખાંએ બળવો કર્યાથી હુમાયુએ શેરખાંનો ચુનાર ગડ જીત્યો. એવામાં કાશી આગળ શેરખાંએ ઓચિંતા છાપો માર્યાથી હુમાયુ નાઠો પણ કનોજ આગળ શેરખાંએ ફરીને હરાવ્યાથી હુમાયુ નાસી ગયો ને ઈ. સ. ૧૫૪૦ માં શેરખાં હિંદુસ્તાનનો ધણી થયો.

પ્ર૰ હુમાયુ નાસીને કયાં ગયો?

ઉ૰ તે આશરો મેળવવા મારવાડ ગયો પણ તે ન મળ્યાથી અમરકોટ ગયો, ત્યાં અકબર જન્મ્યો. છેવટે તે નાસતો નાસતો ઇરાન ગયો.

પ્ર૰ ફરીને હુમાયુએ હિંદુસ્તાન શી રીતે જીત્યું?

ઉ૰ ઇરાનના શાહે ૧૪૦૦૦ સ્વાર આપ્યા તે લેઈ તેના વજીર બેહેરામ સાથે આવી કાબુલ કંદહાર જીત્યાં ને ઇ

સ. ૧૫૫૬માં હિંદુસ્તાન પણ જીત્યું.

પ્ર૦ હુમાયુ કેટલાં વરસ બહાર રખડયો?

ઉ૦ સોળ વરસ.

## પ્રકરણ ૮ મું.

### સુર કુળના સુલતાન.

પ્ર૦ સુરકુળના કયા કયા સુલતાનો કયારે થયા?

ઉ૦ શેરશાહ૧૫૪૦,સલીમશાહ૧૫૪૫,આદિલશા૧૫૫૩.

પ્ર૦ શેરશાહે કેવી રીતે રાજ કર્યું?

ઉ૦ એણે બંગાળાનું બંડ સમાવ્યું ને દગલબાજી કરી કેટલાંક રજપૂત રાજ્યો જીત્યાં.

પ્ર૦ એને શા માટે દગલબાજી કરવી પડી?

ઉ૦ મોટાં રાજ્યો ગયાથી રજપૂતો કસાઈને ખબડદાર થયા હતા. તેઓ શૂરા, ચતુર, ચપળ, બળવાન ને સંપીલા થયા હતા તેથી સહેલાઇથી તેમને જીતાય તેમ નહોતું,

પ્ર૦ એણે કયાં કયાં રજપૂત રાજ્યો જીત્યાં?

ઉ૦ મારવાડ, કલીંજર ને માળવાનું રૈસ્તન.

પ્ર૦ શેરશાહ શાથી ને કયારે મરણ પામ્યો?

ઉ૦ કલિંજરના ઘેરા વખતે દારૂખાનું સળગ્યાથી ઈ.સ. ૧૫૪૫માં દાઝી મુવો.

પ્ર૦ શેરશાહ કેવો રાજા હતો?

ઉ૦ એણે હિંદુપર જુલમ કર્યો નહિ ને મુસાફરખાનાં રસ્તા વગેરે બંધાવ્યાં.

પ્ર૦ સલીમશાહ કેવો પાદશાહ હતો?

ઉ૦ એ પણ શૂરો ને હોંશિઆર હતો. તેથી તેણે રાજની આબાદી જાળવી.

પ્ર૦ આદિલશાહ કેવો હતો?

ઉ૦ એ નબળો ને જુલમી વતો. તેથી ઠામઠામ બળવા થયા- એ બળવા તેના વજીર હેમુએ સમાવ્યા,

પ્ર૦ હેમુ કોણ હતો?

ઉ૦ એ નીચ વર્ણનો હિંદુ દુકાનદાર હતો.

પ્ર૦ આદિલશાહનું રાજ શી રીતે ને કોણે લીધું ?

ઉ૦ પાદશાહ બંગાળે હતો તેવામાં તેના પીતરાઇ ઇબ્રાહિમે દિલ્લી લીધું, તેને કહાડીને સિકંદર સુલતાન થયો.

પ્ર૦ સિકંદર પાસેથી કોણે રાજ જીત્યું ?

ઉ૦ સુર કુળમાં કુસંપ પેઠેલો જોઈ હુમાયુએ આવીને ઈ. સ. ૧૫૫૬માં લાહોર, દિલ્લી ને આગ્રા લીધાં.

પ્ર૦ હુમાયુ કયારે ને શી રીતે મુવો ? ને તેના પછી પાદશાહ કયો થયો?

ઉ૦ સ. ૧૫૫૬માં આરસનીસીડી ઉપરથી પડીને મરણ પામ્યો તેથી તેનો ૧૩ વરસનો દીકરો અકબર પાદશાહથયો.

## પ્રકરણ ૯ મું.

પ્ર૦ મોગલવંશના પેહેલા ૭ પાદશાહો કોણનેકયારેથયા?

ઉ૦ બાબર ઈ. સ, ૧૫૨૬. હુમાયુ૧૫૩૦, અકબર૧૫૫૬, જહાંગીર ૧૬૦૫, શાહજહાં ૧૬૨૭, ઔરંગજેબ ૧૬૫૯.

પ્ર૦ અકબર કેવો પાદશાહ હતો ?

ઉ૦ દિલ્લીના બધા પાદશાહોમાં એ ઉત્તમ હતો. એણે મોગલાઈ રાજ્ય વધારીને મજબુત પાયાપર મૂક્યું.

પ્ર૦ અકબરના નાનપણમાંરાજ્યરક્ષકનુંકામ કોણ કરતુંહતું?

ઉ૦ હુમાયુનો વજીર બેહેરામખાં.

પ્ર૦ અકબર સામો પ્રથમ કોણ થયો ને તેનું શું થયું?

ઉ૦ આદિલશાહ બંગાળામાં હતો તેનો વજીર હેમુ. પાણીપતમાં બંનેની લઢાઈમાં હેમુ પકડાયો તેને મારવાને અકબરે ના કહ્યા છતાં બેહેરામે માર્યો.

પ્ર૦ તે પછી કોણે બળવો કર્યો?

ઉ૦ સિકંદરશાહે પંજાબમાં બળવો કર્યો પણ બહેરામે તેને તાબે કર્યો.

પ્ર૦ બેહેરામનો નાશ શી રીતે થયો?

ઉ૦ અકબરને કેળવનાર બેહેરામ હતો પણ તે સમજ

ને ગર્વિષ્ટ હતો તેથી મોગલ ઉમરાવો ને અકબર કંટાળી ગયા તેથી અકબર સ્વતંત્રપણે કામ કરવા લાગ્યાથી બેહેરામે બળવો કર્યો, તે સમાવી બેહેરામનો ગુનો માફ કર્યો તેથી બેહેરામ મક્કે જવા નીકળ્યો. ત્યાં રસ્તામાં એના કોઇ પઠાણ દુશ્મને તેને મારી નાંખ્યો. ઇ. સ, ૧૫૬૦

પ્ર૦ અકબર નાનો છતાં બેહેરામના ગયા પછી શીરીતે રાજ સાચવી શક્યો ?

ઉ૦ તુર્ક ને પઠાણ સુલતાનોના વારામાં તુર્કસ્તાનને અફ્ગાનીસ્થાનથી સીપાઇઓની ભરતી થતી. અકબરને તે આશા નહોતી. મોગલો પણ અકબરને નાનો જાણી સ્વતંત્ર થવા ઉઠયા. પણ અકબરની મહાન બુદ્ધિ એ બધાં સંકટને પુરી પડે તેવી હતી. તેણે મુગલ, પઠાણ, તુર્ક વગેરે મુસલમાન તથા હિંદૂ રાજા પ્રજાને સમાન ગણી તેમનામાં રાજ ભક્તિને સ્વદેશાભિમાન ઉત્પંન્ન કરી રાજબળ આ દેશમાંથી ઉત્પંન્ન કરવાનો મનસુબો કર્યો. ભય ને માયાનો ઉપયોગ કરી ન્યાયથી વર્ત્તી સર્વનાં મન વશ કર્યાં. સામા થનારને હરાવી મિત્ર કર્યા ને તેમની યોગ્યતા પ્રમાણે કામ સોંપ્યાં ને એ રીતે હિંદમાં એક સંપીલી પ્રજા બનાવી.

પ્ર૦ અકબરે ગાદીએ બેઠા પછી કયાં ચાર કામ કર્યા?

ઉ૦ મોગલ સરદારોને વશ કરવાનું, હિંદુરાજાને તાબે કરવાનું, પ્રાંતોના સ્વતંત્ર થએલા હાકેમોને જીતવાનું ને રાજ્યની ઉથલ પાથલથી ને લડાઇઓથી થએલો ગેરબંદોબસ્ત મટાડવાનું.

પ્ર૦ એ કામ એણે શી રીતે કર્યા?

ઉ૦ પોતે ૨૫ વરસનો થયો ત્યાંસુધીમાં ૧લું કામ કર્યું, પછી પાંચ વરસમાં ૧૫૬૭–૭૨ સુધીમાં બીજું કામ કર્યું ને જેપુર, જોધપુર ને ચીતોડના રાજાને નમાવી તાબે કર્યા ને કેટલાકની કુંવરીઓ પરણ્યો. જહાંગીરની મા જોધબા જોધપૂરના માલદેવની કુંવરી હતી. જેપુરના ભગવાનદા-

અને પંજાબનો સુબો ઠરાવ્યો. એનો કુંવર માનસિંગ અકબરનો મોટો સરદાર હતો.

પ્ર૦ અકબરે કયાં કયાં રાજ જીત્યાં?

ઉ૦ ઈ. સ. ૧૫૭૩માં ગુજરાત જીત્યું. તે પછી બંગાળા, બાહાર, ઓડીઆ, કાસ્મીર, સિંધ, કંદહાર, ખાનદેશ, વરાડનો ને અહ્મદનગરનો ઘણો ભાગ જીત્યો.

પ્ર૦ અહમદનગરમાં એના સામુ કોણ થયું હતું?

ઉ૦ ચાંદબીબી.

પ્ર૦ મલિકઅંબર કોણ હતો?

ઉ૦ અહમદનગરનો હબસી વજીર. એણે એ રાજનો ઘણો ભાગ સાચવી રાખ્યો.

પ્ર૦ અકબર કેવા ગુણનો હતો?

ઉ૦ એ મજબુત બાંધાનો, રૂપાળો ને મળતાવડો હતો. એનું શરીર કસાયલું હતું. સંસ્કૃત, ફારસી ને હિંદુભાષાઓ શીખ્યો હતો. એ જાગૃત, ઉમંગી, શાણો ને ન્યાયી હતો. તે શૂરો, વિદ્વાન, ચતુર ને મોટા મનનો, મનવશ રાખનારને મિતાહારી હતો. તેણે ધર્મ સંબંધી વેરા, જુલમ, વગેરે બંધ કર્યા. રૈયત સુખી ને આબાદ થાય, વિદ્યા હુન્નર ને વેપાર રોજગારને ઉત્તેજન મળે એવાં કામ એણે કર્યા. એણે કેદીઓને ગુલામ કરવાનો, બાળલગ્નનો. યજ્ઞમાં પશુ હોમવાનો ને સતી થવાનો ધારો બંધ કર્યો.

પ્ર૦ અકબરના વખતમાં કયા મોટા સરદારો ને વિદ્વાનો હતા?

ઉ૦ માનસિંગને ટોડરમલ એ મોટા સરદારો; અબુલ ફજલને ફૈજી. એ વિદ્વાન ગ્રંથ કર્ત્તા, બિરબલ ને ગંગ એ વિદ્વાન કવિ હતા.

પ્ર૦ અકબરને કેટલા દીકરા હતા ને કયો ગાદીએબેઠો?

ઉ૦ સલીમ, મુરાદ ને દાનીઆલ એ ત્રણ દીકરા હતા તેમાં સલીમ જીવતો હતો તે જહાંગીરનામથી પાદશાહથયો.

પ્ર૦ જહાંગીરે કેવી રીતે રાજ ચલાવ્યું?

ઉ૦ અકબરના કારભારીઓ ને સુધારા કાયમ રાખ્યા. નોકરો જુલમ ન કરે ને ઇનસાફ માગવા આવનારને હરકત ન પડે તેવા ઉપાય કર્યા તથા ધર્મસંબંધી બળાત્કાર કર્યા નહી ને દારૂ પીવાની મના કરી.

પ્ર૦ ખુશરૂ કોણ હતો ને તેણે શું કર્યું?

ઉ૦ જહાંગીરનો મોટો દીકરો. એણે રાજ લેવા બંડ કર્યું, પણ તેને હરાવીકેદકર્યો ને તેના સાથીને રીબાવીને માર્યા.

પ્ર૦ નુરજહાં કોણ હતી?

ઉ૦ એ ઈરાની ઉમરાવની બેટી હતી. અકબર છતાં જહાંગીરની તેને પરણવાની મરજી હતી પણ અકબરે તેને બીજા સરદાર સાથે પરણાવી દીધી. પાદશાહ થયા પછી જહાંગીરે તે ઉમરાવને મરાવી નાંખ્યો ને પોતે નૂરજહાંને પરણ્યો. તે બહુ રૂપાળી ને બુદ્ધિવાન હતા. તેણે જહાંગીરનું મન વશ કરી તેને રાજ્ય ચલાવવામાં બહુ મદદ કરી. જહાંગીરે નૂરજહાંના બાપને વજીરાત આપીને તેના ભાઇ આસોફજાને સરદારી આપી.

પ્ર૦ જહાંગીરને કેટલા દીકરા હતા?

ઉ૦ ખુશરૂ, પરવીજ, ખુરમને શહરીઆર.

પ્ર૦ શાહજહાં કોણ હતો?

ઉ૦ ખુરમે ઉદેપુરના રાણા અમરસિંહને તાબે કર્યા તેથી પાદશાહે તને શાહની પદવી આપી. ખુરમતેજ શાહજહાં.

પ્ર૦ જહાંગીરે દક્ષિણ જીતવા કોને મોકલ્યો?

ઉ૦ માલિકઅંબરને જીતવા મોકલેલી ફોજનું ફાવ્યું નહી તેથી જબરી ફોજ આપી શાહજહાંને મોકલ્યો.

પ્ર૦ શાહજહાંએ શા માટે બળવો કર્યો?

ઉ૦ નૂરજહાંના પેહેલા ધણીની દીકરીને શહરીઆર પરણ્યો તે માટે તેને ગાદી મળવા યુક્તિ કરવા લાગી તેથી.

પ્ર૦ મોહોબતખાંએ શા માટે બળવો કર્યો?

ઉ૦ શાહજહાં સામા લઢવાને મોહબતખાં અને પર્વિજ-

ને મોકલ્યા તેથી શાહજહાં નાશી ગયો. પણ મોહોબતખાં ને પર્વિજ મળી ગયા તેથી નૂરજહાંએ મોહોબતખાંને હજુરમાં બોલાવ્યો. તે પાંચ હજાર રજપુતો લેઇને ગયો ને જહાંગીરને કેદ કર્યો, પણ એક વરસ પછી યુકિતથી નૂરજહાંએ તેને છોડાવ્યાથી મોહોબતખાંને શાહજહાં મળી ગયા. પણ એટલામાં પર્વિજ મરી ગયો. ઇ. સ. ૧૬૨૭.

પ્ર૦ જહાંગીરના વખતમાં કયો અંગ્રેજ વકીલ આવ્યો હતો?

ઉ૦ ઇ. સ. ૧૬૧૫માં સર ટામસ રો વેપારના કરાર કરવાને આવ્યો હતો.

પ્ર૦ જહાંગીર ક્યારે મુવો ને તે કેવો હતો?

ઉ૦ ઇ. સ. ૧૬૨૭માં. એ સમજણો, સારા સ્વભાવનો ને ઈનસાફ પર પ્રેમવાળો હતો.

પ્ર૦ જહાંગીર પછી કોને ગાદી મળી?

ઉ૦ મોહોબતખાંને અસોફખાંની મદદથી શાહજહાંને ગાદી મળી. તે વખતે માત્ર શહરીઆર જીવતો હતો તે સામો થયો તેથી તેને હરાવીને માર્યો. તથા પોતાના કુંવર સિવાય સઘળા બાબરના વંશનાને મારી નાંખ્યા.

પ્ર૦ એના રાજ સામો પ્રથમ કોણે બળવો કર્યો?

ઉ૦ દક્ષિણના સુબા ખાનજહાંન લોદીએ. પણ માફ માગ્યાથી તેને માળવામાં સુબો નીમ્યો. ફરી બળવો કર્યાથી તેને હરાવી નસાડયો તે અહંમદનગરને આશરે ગયો, તેથી શાહજહાંએ પંડ જઈને ઈ.સ. ૧૬૩૭માં અહંમદનગરનું રાજ ખાલસા કર્યું વિજાપુર ને ગોવળકોંડાના રાજાને ખંડીયા કર્યા.

પ્ર૦ અલિમર્દનખાં કોણ હતો ને તે કેવો હતો?

ઉ૦ ઈરાનના શાહનો કંદહારનો સુબો હતો. તેણે કંદહાર શાહાજહાંને આપી દીધું. તેથી શાહજહાંએ તેને મોટી સરદારી આપી તે શિલ્પવિદ્યામાં ઘણો કુશળ હતો. શાહજહાંને ઈમારતો બંધાવવાનો ઘણો શોખ હતો તેથી તે તેને બહુ ઉપયોગી થઈ પડયો.

પ્ર૦ શાહજહાંએ બીજા કયા મુલકો જીત્યા હતા?

ઉ૦ એના રજપુતોએ બહુ પરાક્રમ કરી બલખને તેનીઆસપાસનો મુલક જીત્યો પણ તે કે કંદહારતેનાતાબામાંરહ્યાંનહીં.

પ્ર૦ એને કેટલા કુંવરો હતા ને તે કેવા હતા?

ઉ૦ દારા, સુજા. આરંગજેબ ને મુરાદ એ ચાર કુંવર હતા. તેમાં દારા શૂરો. ભોળો, ધર્મમાં સ્વતંત્ર વિચારનો, ઉદાર પણ અવિચારી હતો. સુજા બાયલો ને વિષયી હતો. ઔરંગજેબ બુદ્ધિવાન. રૂપાળો. યુદ્ધમાં ચતુર પણ અતિલોભી દગલબાજને ધર્માંધ હતો. ને મુરાદ બહાદુર પણ કમઅકલ ને વિષયી હતો.

પ્ર૦ એ ચારે કુંવરો શા કામ ઉપર હતા?

ઉ૦ દારા શાહજહાંની પાસે હતો ને સુજા બંગાળાનો, ઔરંગજેબ દક્ષિણનો ને મુરાદ ગુજરાતનો સુબો હતો.

પ્ર૦ એ કુંવરો શા માટે લઢી મુવા! ને તેમાં શું થયું?

ઉ૦ ઈ. સ. ૧૬૫૭માં શાહાજહાં માંદો પડ્યાથીએચારે લઢી મુવા. સુજાને મુરાદ પોતાને પાદશાહ કહેવરાવવા લાગ્યા. ઔરંગજેબે મુરાદને રાજ અપાવવાની લાલચ બતાવી પોતાના પક્ષમાં લીધો ને બંને જણાએ મળી દારાના સરદાર જસવંતસિંહને ઉજન આગળ હરાવ્યો ને ફતેપુરઆગળ દારાને હરાવી નસાડયો. સુજાને તો દારાએ હરાવી નસાડયોજ હતો તેથી ઔરંગજેબે શાહાજહાંને કેદ કરીનેતથા મુરાદ ને દારાને પકડી મારી નાંખીપાદશાહ થયો.ઇ.સ.૧૬૫૮

પ્ર૦ શાજહાંએ શાં શાં કામ કરાવ્યાં હતાં?

ઉ૦ એણે ૬।। કરોડ રૂપીયા ખરચીને મયુરાસન કરાવ્યું હતું. તથા આગ્રામાં તાજમહેલ બંધાવ્યો છે તે એવોછેકે એના જેવું બીજું મકાન હજુ સુધી બંધાયું નથી. એ વગર પણ એણે ઘણાં મકાનો બંધાવ્યાં છે. એનું રાજએટલું શાંત અને આબાદ હતું કે મકાનો પાછળ ખર્ચ કરતાં છતાં પણ એ મુવો ત્યારે ખજાનામાં કરોડો રૂપીઆનું જ-

વાહીર ને ૨૪ કરોડ રૂપીઆ રોકડા હતા.

પ્ર૦ શાહજહાં કેવા ગુણનો પાદશાહ હતો ને તે ક્યારે મુવો?

ઉ૦ એ ન્યાયી ને જાગૃતીથી તથા ખબડદારીથી કામ કરનારો હતો. ગુણવંત કારભારી રાખતો, પ્રજા ઉપર પ્રેમ રાખતો. એના રાજમાં શાંતી ને રૈયતમાં આબાદી હતી. એ કેદખાનામાં ઈ. સ. ૧૬૬૮માં મરણ પામ્યો.

પ્ર૦ ઔરંગજેબે ગાદીએ બેઠા પછી કેવાં કામ કર્યાં?

ઉ૦ દારાને તથા મુરાદને મારી નાંખ્યા. તેમનાં છોકરાને ઝેર દઈ માર્યા. સુજા આરકાનમાં નાશી ગયો ત્યાં માર્યો ગયો. ધર્મસબંધી બળાત્કાર કર્યો. મૂર્તીપુજકોના ઓછવ ને ધર્મ સબંધી વરઘોડા અટકાવ્યા. જાત્રામાં વેચાતા માલ ઉપર વેરો નાંખ્યો. કેટલાક કર મુસલમાન કરતાં બમણા લેવા માંડ્યા. હિંદુને સરકારી નોકરીમાં દાખલ થતાં અટકાવ્યા ને તેથી હિંદુ મુસલમાન વચ્ચે હાડવેર બંધાયાં.

પ્ર૦ એણે જજીઆવેરો શાથી નાંખ્યો?

ઉ૦ દિલ્લીથી થોડે છેટે નારનોલ કરી ગામ હતું ત્યાં સતરામી નામે પંથના લોકો સાથે કજીઓ થયાથી બળવો થયો. તે સમાવતાં પાદશાહને બહુ મેહેનત પડી તેથી ચીડાઇને તેણે હિંદુ ઉપર જજીઆ એટલે માથા વેરો નાંખ્યો.

પ્ર૦ રજપુતોને અને પાદશાહને અણબનાવ શાથી થયો?

ઉ૦૦ હિંદુ મુસલમાન વચ્ચે ભેદ પાડ્યાથી, ધર્મ સંબંધી બળાત્કાર કર્યાથી ને જજીઆવેરો નાંખ્યાથી રજપુતોનાં મન ખાટાં થયાં. જોધપુરનો રાજા જસવંતસિંગને ઉદેપુરના રાજસિંગે જજીઆવેરો નહીં નાંખવાને પાદશાહને લખ્યું પણ ઔરંગજેબે તે ન માન્યું. પણ જસવંતસિંગ મરીગયો ત્યારે તેના કુંવરને અને રાણીને પકડવા કોશિશ કરી પણ કુંવર બચ્યો, અને બેદીલી વધી. પાદશાહે રજપુતોનું જડમુળ કાઢવા લશ્કર મોકલ્યું. તેમની પ્રજાની કતલ કરીને મુલક ઉજડ કર્યો તેથી રજપુતો મિત્ર મટી શત્રુ થયા?

પ્ર૦ સીખ લોકો કોણ હતા ?

ઉ૦ પંજાબમાં નાનકે એક પંથ ચલાવ્યો હતો. તે પંથના લોકો સીખ કહેવાતા. આ વખતમાં એ લોકોનો ગુરૂ ગોવિંદ હતો તેણે મુસલમાની જુલમથી કંટાળી નાનકના શાંત સીખ લોકોને લઢવૈયા બનાવ્યા. તે આગળ જતાં જબરદસ્ત થયો.

પ્ર૦ શીવાજી કોણ હતો ને તેણે શું કર્યું ?

ઉ૦ વિજાપુરની ફોજનો નાયક શાહજી ભોંસલે હતો તેનો દીકરો શીવાજી. એણે મહારાષ્ટ્રમાં સ્વદેશાભિમાન ને ઉત્સાહ આણ્યાં ને મહારાષ્ટ્ર જીતી પોતાને તાબે કર્યો. તેને તોડવાને ઔરંગજેબના સરદારો આવ્યા હતા પણ તેમનાથી કાંઇ વળ્યું નહોતું. તેથી ઇ. સ. ૧૬૮૩માં ઔરંગજેબ પંડે આવ્યો. આ વખતે શીવાજી નહોતો પણ તેણે લોકોમાં શૂરને જુસ્સો આણ્યો હતો તેથી તેના સરદારો તેને વશ થયા નહીં.

પ્ર૦ ઔરંગજેબે દક્ષિણનાં કયાં રાજ્યો જીત્યાં ?

ઉ૦ વિજાપુર ને ગોવળકોંડાનાં મુસલમાની રાજ્યો ઇ. સ. ૧૬૮૬–૮૭માં જીત્યાં.

પ્ર૦ એ રાજ્યો તૂટવાથી મરેઠાને શો લાભ થયો ?

ઉ૦ એ બંને રાજના સિપાઇઓ નોકરી વગરના થયા તેથી મરેઠી લસ્કરમાં નોકર રહ્યા.

પ્ર૦ મરેઠાની લઢવાની રીત કેવી હતી ?

ઉ૦ ઔરંગજેબ સાથે મેદાનમાં લડવું નહીં. પણ લસ્કર ઉપર છાપો મારવો. મુલક લૂટવો ને હેરાન કરવો. પાદશાહ એક ગઢ જીતે ત્યારે મરેઠા બીજા મુલક લૂટવા જાય ને પાદશાહ ત્યાં જાય ત્યારે મરેઠા આવીને ગઢ જીતી લે.

પ્ર૦ પાદશાહ શાથી ને ક્યારે મરણ પામ્યો ?

ઉ૦ પૈસાની તંગી, કુંવરને સરદારોપરના અણવિસ્વાસથી ચિંતાતુર ને મરેઠા હેરાન કરતા તેનો ખેદ, લસ્કરમાં રેલ ને મરકીથી થતી ખરાબી, હિંદુ સામા હોવાથી કુંવરો લઢી મરશે તેથી રાજ ખરાબ થશે એવી ફીકરમાં ઇ. સ. ૧૭૦૭

માં પોતાના બાપને અને ભાઇભત્રીજાને માર્યાનો પશ્ચાતાપ કરતો અહંમદનગરમાં ૮૯ વરસની ઉમરે મરણ પામ્યો.

પ્ર૦ અકબર ને ઔરંગજેબના ગુણનો મુકાબલો કરો?

ઉ૦ એ બંને બુદ્ધિ. દૃઢતાને ઉદ્યોગમાં સરખા હતા. પણ અકબર મોટા મનનો, ઉદાર ને સાચો હતો. ત્યારે ઔરંગજેબ સાંકડા મેલા મનનો કપટી હતો. અકબર ન્યાયી તો આલમગીર પક્ષપાતી હતો. અકબર જીતાયલા શત્રુ ઉપર દયા કરી મિત્ર કરતો ત્યારે ઔરંગજેબ ક્રૂરતા કરી દુશ્મન કરતો. અકબર સત્ય ને સારી યુક્તિથી કામ કરતો ત્યારે ઔરંગજેબ કપટ ને કાવતરાંથી કામ કરતો.

પ્ર૦ અત્યાર સુધીના પાદશાહોએ વિદ્યાને માટે શું શું કર્યું?

ઉ૦ વરસવાર ઇતિહાસ લખવાનો આરબનો ચાલ ભરત ખંડમાં દાખલ થયો. ઔરંગજેબે તવારીખ લખવાની મના કરી હતી. ઇતિહાસ, કહાણીઓ ને કવિતાના ગ્રંથો નવા થયા. સુલતાન મહમદના દરબારમાં ફરદુશી કવિએ શાહનામું કર્યું. અહંમદનગરમાં ફિરિશતાહ નામે મોટા ઇતિહાસ કર્તાએ ઇ. સ. ૯૭૫થી ૧૬૦૫ સુધીનો ઈતિહાસ કર્યો. બાબરે પોતાનું જીવન ચરિત્ર લખ્યું છે. અકબરના વજીર અબુલફજલે ઐન-ઈ. અકબરી ને અકબર નામું લખ્યું. ફૈજીએ મહા ભારતાદિનો ફારસીમાં તરજુમો કર્યો. જહાંગીરે પંડે પોતાનું રોજનામું લખ્યું છે. ઔરંગજેબનો ઈતિહાસ કાફીખાંએ છાનોમાનો લખ્યો. મિરાતે આહમદી નામે ગુજરાતનો ઈતિહાસ ફારસિમાં રચાયો. વગેરે ગ્રંથો થયા.

## પ્રકરણ ૧૦ મું.

પ્ર૦ ઔરંગજેબ પછી દિલ્લીની ગાદીએ કોણ આવ્યું?

ઉ૦ તે વખતે એના ત્રણ દીકરા હતા. મોઆઝીમ, આઝીમ ને કામબક્ષ; તેમાંથી મોઆઝીમ બંને ભાઇને મારી ગાદીએ બેઠો. એને શાહઆલમ પણ કહેછે.

પ્ર૦ ઔરંગજેબ પછીના રાજાઓનાં નામ ને તેમની ગા-

દીએ બેઠાની સાલ લખો?

ઉ૦ બાહાદુરશાહ ૧૭૦૭, જહાંદારશાહ ૧૭૧૨, ફરૂખશીર ૧૭૧૩. તે પછી પાંચ છ માસમાં બે પાદશાહ નામના થયા. મહંમદશાહ ૧૭૧૯, અહંમદશાહ ૧૭૪૮

પ્ર૦ શાહુ રાજા કોણ હતો?

ઉ૦ શિવાજીના દીકરા સભાજીનો દીકરો. તેને ઔરંગજેબે કેદ કર્યો હતો પણ આજીમે તેને છોડી મુક્યો હતો તેની સાથે મોઆજીમે દોસ્તી કરી હતી.

પ્ર૦ શાહુરાજા જોડે બહાદુરશાહે શી સરતે સંધીકરીહતી?

ઉ૦ મરેઠા મોગલાઈ રાજમાંથી ચોથ ઉઘરાવે એ સરતે.

પ્ર૦ એ વખતે રજપુતોમાં કયો રાજા આગેવાન હતો?

ઉ૦ જસવતસિંહનો કુંવર અજીતસિંહ.

પ્ર૦ બહાદુરશાહે રજપુતો સાથે શા માટે સંધી કરી?

ઉ૦ પંજાબમાં સીખ લોક જોરપર આવ્યા હતા તેમના સામા લઢવા માટે. પણ ઈ. સ. ૧૭૧૨માં એ મરી ગયો ત્યાંસુધી સીખ લોક નરમ પડયા નહોતા.

પ્ર૦ બહાદુરશાહ પછી કોને ગાદી મળી?

ઉ૦ એને ચાર દીકરા હતા તે લઢયા તેમાં જહાંદારશાહ જુલ્ફીકારખાંની મદદથી પાદશાહ થયો. તેણે ભાઇ ભત્રીજાને મારી નાંખ્યા.

પ્ર૦ જહાંદારશાહ પછી કોણ પાદશાહ થયું?

ઉ૦ એની કતલમાંથી એનો ભત્રીજો ફરૂખશીર બચ્યો હતો તે બહારના સુબા હુસેનઅલી ને અલાહબાદના સુબા અબદુલ્લાની મદદથી કાકાને મારીને પાદશાહ થયો.

પ્ર૦ ફરૂખશીરનો કારભાર કોણ કરતું હતું?

ઉ૦ એનેરાજઅપાવનારહુસેનનેઅબદુલ્લાએબેસૈયદભાઈયો.

પ્ર૦ એ બે ભાઈની સામા કયા ચાર સરદારો થયા?

ઉ૦ દાઉદખાં. મીરજમલા. નિઝામ-ઉલ-મુલ્કકે અસોફજા ને સાદતખાં. તેમાં પેહલો માર્યો ગયો ને બીજાએ નોકરી છો-

ડી ને ત્રીજાએ હૈદરાબાદમાં ને છેલ્લાએ અયોદ્ધામાંરાજસ્થાપ્યાં.

પ્ર૦ હેમિલ્ટન કોણ હતો?

ઉ૦ કલકત્તેથી અંગ્રેજ વકીલો પાદશાહને અરજ કરવા આવ્યા હતા, તેમાં એ ડાકતર હતો. તેઓ ગયા ત્યારે શાહમાંદો હતો તે હેમિટનની દવાથી સાજો થયો, તેથી તેની માગણીથી પાદશાહે અંગ્રેજ કંપનીને બંગાળાના ૩૭ તાલુકાની જમીનદારીની ને તેના માલના હાંસલની માફીની સનંદ આપી.

પ્ર૦ બંધુ કોણ હતો ને તેનું શું થયું?

ઉ૦ સીખનો સરદાર હતો. તે પાદશાહી પ્રાંતો લૂટી વેરાન કરતો હતો તેને પકડી માર્યો ને તેણે ધર્મ તજવાની ના કહેવાથી હજારો સીખને કાપી નાંખ્યા.

પ્ર૦ મરેઠાનો બંદોબસ્ત કરવા ફરૂખશીરે કોને મોકલ્યો?

ઉ૦ નિજામ–ઉલ-મુલ્કને ખસેડી સૈયદ હુસેનને મોકલ્યો પણ તેનું કાંઇ ન વળ્યાથી સંધી કરીને તેમાં કેટલોકમુલક, આખા મુલકની ચોથ ને સરદેશ મુખી ($\frac{1}{10}$ ભાગ)દેવાનો કરાર કર્યો. ને તે મંજુર કરાવવાને બાળાજી વિશ્વનાથસાથે દશહજાર મરેઠા લેઇ હુસેન પાદશાહ પાસે ગયો. તે પાદશાહે ના કબુલ કર્યાથી પાદશાહને મરાવી નાંખ્યો.

પ્ર૦ ફરૂખશીર પછી કોને ગાદી મળી?

ઉ૦ તે પછી પાંચ છ માસમાં બે પાદશાહ થયા. તે મરણ પામ્યાથી મહંમદશાહ થયો. મયુરાસન પર બેસનાર ને કોહીનૂર પેહેરનાર એ છેલ્લો પાદશાહ હતો.

પ્ર૦ પાદશાહ સૈયદોથી શી રીતે છૂટો થયો?

ઉ૦ મહંમદશાહની મા હોંશીઆર ને દઢહતી તેની મદદથી છટયો. નિજામે દક્ષિણમાં બળવો કર્યો તેની સામા હુસેન મહમદશાહને લેઈ ગયો. ત્યાં માર્ગમાં હુસેનને મરાવી નાંખ્યો. પછી અબદુલ્લા લઢવા આવ્યો તેને આગ્રા ને દિલ્લી વચે હરાવી માર્યો, ને નિજામને વજીર નીમ્યો, પણ તે દિલ્લીમાં નહી રહેતાં સ્વતંત્રપણે દક્ષિણમાં અમલ કરવાલાગ્યો,ને

સાદતખાં અયોધ્યામાં કરવા લાગ્યો, ને અજમેર જોધપુરના અજીતસિંગે જીત્યું.

પ્ર૦ નાદીરશાહ કોણ હતો ને તેણે શું કર્યું

ઉ૦ ઈરાનનો પાદશાહ એણે ઇ. સ. ૧૭૩૮માં દિલ્હી ઉપર સ્વારી કરી જીતી લોકોને મારી લૂટ્યા. પાદશાહી ખજાનામાંથી મયુરાસન, કોહીનૂરાદિહીરા. મોતી આદિ ઝવેરાત લેઇને પાછો ગયો ને ગાદી મહંમદશાહને હાથ રહેવાદીધી.

પ્ર૦ અહંમદશાહ દુરાની કોણ હતો?

ઉ૦ નાદીરના હાથ નીચે કેળવાયલો સરદાર કંદહારનો સુલતાન થયો. તેણે હિંદૂસ્તાન ઉપર સ્વારી કરી પણ શાહજાદા અંહમદ ને વજીર કમરૂદીને તેને હરાવ્યો.મોગલોની આ છેલ્લી જીત થઈ ઇ. સ૦ ૧૭૪૮.

પ્ર૦ મહંમદશા ક્યારે મુઓ ને પછી કોણ પાદશાહથયો?

ઉ૦ ઈ. સ. ૧૭૪૮માં. તે પછી અહંમદશાહપાદશાહથયો.

પ્ર૦ અબદલ્લીએ બીજીવાર ક્યારે સ્વારી કરી?

ઉ૦ અહંમદશાહ ગાદીએ બેઠો ને તરત. પણ તેને લાહોર ને મુલતાન આપી પાછો વાળ્યો.

પ્ર૦ સિંધિઆને હોલકર કોણ હતો?

ઉ૦ મરેઠાને પુરજોરપર લાવનાર બાલાજી વિશ્વનાથનાદિકરા બાજીરાવના હાથ નીચે કેળવાવલા સરદારો.

પ્ર૦ અહંમદશાહનો અંત શી રીતે આવ્યો ને ક્યારે?

ઉ૦ અયોધ્યાનો સુબો સફ્દરજંગ (સાદતખાંનો ભત્રીજો) ને ભરતપુરનો જાટરાજા સુરજમલ એ બંને મળી પાદશાહને હાથ કરવા ચાહાતા હતા, અને સામાપક્ષમાં નિજામ ઉલ મુલ્કનો પૌત્ર ગાજીઉદીન ને મરેઠા હતા. તેમાં મલારરાવ હોલકરે એકાએક આવી દિલ્લી લેઇ પાદશાહને કબજે કર્યો, ગાજીઉદીનની શીખવણીથી અમીરોએ એને *પદભ્રષ્ટ કર્યો ને આંધળો કરી કેદ કર્યો. ત્યાં ઇ. સ. ૧૭૫૪માંમરીગયો.

પ્ર૦ એના પછી ગાદી કોને મળી?

ઉ૦ ગાજીઉદ્દીને એના કાકા બીજા આલમગીરને ગાદી આપી. આ વખતે માત્ર નામના પાદશાહ થયા. બંગાળા. બહાર, રોહિલખંડ, ગુજરાત.માળવા, દક્ષિણ વગેરે ઠેકાણે સ્વતંત્ર હાકેમ અમલ કરતા હતા.

પ્ર૦ એ નામના પાદશાહ કોણ ને ક્યારે થયા?

ઉ૦ આલમગીર બીજો ૧૭૫૭.શાહઆલમ બીજો૧૭૫૭, અકબર બીજો ૧૮૦૬,મહમદ બાદુરશાહ ૧૮૩૭.

પ્ર૦ અહંમદશાહ અબદલ્લીએ ત્રીજીવાર શા માટેસ્વારીકરી?

ઉ૦ તે વખતે ગાજીઉદીન વજીર હતો. તેણે લાહોર પ્રાંત લીધો માટે અબદલ્લીએ આવીદિલ્લી, મથુરા વગેરે લૂટીકેરકર્યો

પ્ર૦ અબદલ્લીએ ચોથી સ્વારી શામાટે કરી?

ઉ૦ ગાજીઉદીનની સલાહથી મરેઠાએ પંજાબ ઉપર સ્વારી કરી માટે. તેવામાં ગાજીઉદીને આલમગીરને ૧૭૫૯માં મ-રાવી બીજાને ગાદી આપી હતી પણ તેને કોઈએ પાદશાહ ન માન્યાથી તે નાઠો. એવામાં અહંમદશાહ દિલ્લી આવ્યો ને લૂટ્યું પણ ફોજમાં મરકી ચાલ્યાથી તે નીકળ્યો. પાણીપતના મેદાનમાં સદાસિવરાવની સરદારી નીચે મરેઠાસેનાઆવી.તેમની અબદલ્લી સાથે લઢાઈ થઇ પણ મરેઠા નાશ પામ્યા, ૧૭૬૧

પ્ર૦ આલમગીર પછી દિલ્લીની ગાદી કોને મળી?

ઉ૦ અબદલ્લીએ શાહઆલમને આપી. પણ દશ વર્ષ પછી મરેઠા ફરી દિલ્લી આવ્યા ને શાહને કબજે લીધો.

પ્ર૦ શાહઆલમને કોણે આંધળો કર્યો?

ઉ૦ સન ૧૭૮૬માં ગુલામ કાદર નામે સરદારે. પણ મ-રેઠાએ તેના હાથમાંથી છોડાવ્યોને મરેઠાના તાબામાંથી જનરલ લેકે ઈ સ. ૧૮૦૩માં છોડાવ્યો. તે ઇ.સ. ૧૮૦૬માં મુવો.

પ્ર૦ શાહઆલમ પછી કોણ ને કેવા પાદશાહ થયા?

ઉ૦ રાજવગરના તખ્તે અકબર ને તેના ૧૮૩૭માં મુવા પછી મહંમદ બહાદુરશાહ થયો. એમને અંગ્રેજે પાળ્યા, એ મોગલવંશનો છેલ્લો ને ૧૭મો પાદશાહ થયો. સન ૧૮૫૭

ના બળવામાં એ સામેલ થયાથી અંગ્રેજોએ દેશનિકાલ કર્યો ત્યાં તે મરણ પામ્યો, ને તેનાં છૈયાં છોકરાંને ગોળીથી માર્યા, કેમકે બળવામાં તેઓ અંગ્રેજોનાં ખૂન કરવામાં સામેલ હતાં.

પ્ર૦ મોગલ રાજકર્ત્તાઓએ શાંશાં સારાં કામ કર્યાં?

ઉ૦ પેહેલા છ પાદશાહ સારા થયા. એવા લાગટ છ પાદશાહ સારા બીજે કેથે થયા નથી. એ બધા પાદશાહમાં અકબર જેવો બીજો કોઈ સારો થયો નથી. મેહેલ, મસ્જીદ, રોજા, મનારા વગેરે બંધાવ્યાં તે માત્ર નામના સારૂ. નેહેરો ખોદાવી તે માત્ર મેહેલમાં મીઠું પાણીલાવવાને. પણ સ્વાર્થ, વૈભવ ને મોજશોખ વગરનું લોકને સુખકારી કામ થોડુંજ કર્યુંછે. આપણા સિદ્ધરાજ, વિક્રમ કે ભોજ જેવો અકબર સિવાય કોઇ થયો નહીં તોપણ બીજા મુસલમાન વંશો કરતાં મોગલવંશ સારો હતો. ઔરંગજેબે ધર્મની બાબતમાં અન્યાયને જુલમ કર્યો.

પ્ર૦ મોગલ રાજની પડતીનાં કયાં બે મૂખ્ય કારણોછે?

ઉ૦ ઔરંગજેબનું ધર્માંધપણું ને તેના પછીના રાજાનુ બુદ્ધિહિન પણું.

પ્ર૦ મોગલાઇ તૂટી ત્યારે હિંદુસ્તાનમાં કયાં રાજ્યો બળપર આવ્યાં હતાં?

ઉ૦ અયોધ્યા, બંગાળા ને હેદરાબાદના સુબા સ્વતંત્ર થયા હતા. પંજાબમાં સીખ બળપર આવ્યા હતા. મ્હૈસૂરમાં હૈદર અલ્લી બળવાન થયો હતો, ગુજરાતમાં મોમીનખાં સ્વતંત્ર થયો હતો. બંગાળા ને દક્ષિણના કાંઠા ઉપર ફ્રેંચને અંગ્રેજ પ્રજાનાં રાજ થયાં હતાં. એ બધામાં મરેઠા વધારે બળવાન હતા. પણ તેમને રાજ સાચવતાં ન આવડયાથી તે રાજ ઝાઝીવાર ટકયું નહીં.

## પ્રકરણ ૧૧ મું.

### મરેઠી રાજ્ય.

પ્ર૦ મરેઠી રાજ્ય સ્થાપનાર કોણ હતો?

ઉ૦ દોલતાબાદની પાસે વેરોળ કે ઈલોરામાં માલોજી ભોંસલે હતો. તે અહંમદનગરમાં મલિક અંબરના લશ્કરમાં ૧૦૦૦૦ મરેઠી સ્વારોનો સરદાર દેવગીરીના જાદવ કુળનો જાદવરાય કરીને હતો. તેના આશરાથી ૫૦૦૦સ્વારોનો નાયક થયો. એ માલોજીનો દીકરો શાહાજી, જાદવરાયની દીકરી જીજીબાઈ વેરે પરણ્યો. તેને પેટ શીવાજી ઇ.સ.૧૬૨૭માં જન્મ્યો તેણે મરેઠી રાજ્ય સ્થાપ્યું.

પ્ર૦ શીવાજી કયાંને કોના હાથ નીચે કેળવાઇને મોટો થયો?

ઉ૦ શાહાજીને બે જાગીર હતી. એક સતારાની દક્ષિણે તેમાં ૨૨ ગામ હતાં ને બીજી તંજાવરમાં. તેમાં સતારાની જાગીરમાં શીવાજી દાદાજી કોંડે નામે બ્રાહ્મણની સંભાળ નીચે ઉછર્યો.

પ્ર૦ કોંડેએ શીવાજીને કેવી કેળવણી આપી?

ઉ૦ શીવાજી વાંચતાં લખતાં ન શીખ્યો પણ ઘોડો દોડાવતાં ને શસ્ત્રોનો ઉપયોગ કરતાં શીખ્યો તથા ભારતાદિ સાંભળ્યાથી ને કોંડેના બોધથી તેને હિંદુ ધર્મને હિંદુ જાતિનું અભિમાન ઉત્પંન થયું.

પ્ર૦ શીવાજીના મનમાં પ્રથમ કેવો વિચાર આવ્યો?

ઉ૦ મુસલમાની રાજ તોડી હિંદુરાજ સ્થાપવાનો ને એ વિચાર પાર પાડવાની યોજના કરી.

પ્ર૦ હિંદુરાજ સ્થાપવાની શીવાજીએ કેવી યોજના કરી?

ઉ૦ તે વિજાપુર તાબાના કિલ્લા જીતવા લાગ્યો ને તેના ધન વડે નવા કિલ્લા બાંધવા માંડયા. તેથી વિજાપુરવાળાએ શાહાજીને કેદ કર્યો. તેને શીવાજીએ શાહજહાંની મદદથી બચાવ્યો. તે જેના લાગ ફાવે તેના કિલ્લા ખુંચાવી લેતો ને મુલક લૂટતો. મોગલને વિજાપુર ગોવળકોંડાની લઢાઈમાં તે એકવાર એકના તો બીજીવાર બીજાના પક્ષમાં જઈ કિલ્લા લે ને મુલક લૂટે એ રીતે એનું જોર વધ્યું.

પ્ર૦ શીવાજીનું જોર તોડવાને વિજાપુરવાળે શો પ્રયત્નકર્યો?

ઉ૦ શીવાજીનું જોર વધેલું જોઇ અફઝલખાન નામે

મોટા સરદારને જબરૂં લશ્કર આપી મોકલ્યો પણ શીવાજીએ ઇ. સ. ૧૬૫૯ માં પ્રતાપગઢના કિલ્લા આગળ તેને દગાથી માર્યો ને તેના લશ્કરનો નાશ કર્યો તેથી ઇ. સ. ૧૬૬૨ સુધીમાં શીવાજીના તાબામાં ગોવાથી કલ્યાણ સુધીનો કોકણુ ને ભીમાથી વર્ધા સુધીનો મહારાષ્ટ્ર આવ્યો.

પ્ર૦ શીવાજીને તાબે કરવા ઔરંગજેબે શો ઉપાય કર્યો?

ઉ૦ હવે શીવાજીએ મોગલાઈ મુલક ઉપર હુમલો કર્યાથી ઔરંગજેબે તેના મામા સાહિસ્તખાંને મોકલ્યો પણ શીવાજીએ ચુપકીથી પુને તેના મુકામપરજઇ ધા કર્યો તેથી સાહિસ્તની બેઆંગળી કપાઈને નાઠો. મરેઠાને આથી હીંમતવધી.

પ્ર૦ શીવાજીએ પહેલી વાર ક્યારે સુરત લુંટયું?

ઉ૦ ઇ. સ. ૧૬૬૩માં. ને તેથી તેને ઘણું ધન મળ્યું.

પ્ર૦ શાહજી ક્યારે મરણ પામ્યો ?

ઉ૦ ઈ. સ. ૧૬૬૪ માં.

પ્ર૦ શીવાજીએ રાજપદ ક્યારે ધારણ કર્યું?

ઉ૦ ઇ. સ. ૧૬૬૪ માં. ને એ સાલમાં સમુદ્ર સેના બનાવી વહાણો લુંટવા લાગ્યો,

પ્ર૦ ઔરંગજેબે શિવાજીને તાબે કરવા બીજા કયા સરદારોને મોકલ્યા ને તેમણે શું કર્યું?

ઉ૦ જેપુરના રાજા જેસિંગને અને દિલિરખાનને. શીવાજી તેમને તાબે થયો.

પ્ર૦ શીવાજી શી રીતે કેદ પકડાયો ને ક્યારે ?

ઉ૦ શીવાજીએ વિજાપુર સામા મોગલસેનાને સારી મદદ કર્યાથી ઔરંગજેબે તેને દિલ્લી જવા નોતરૂં મોકલ્યું. શીવાજી તેના મોટા કુંવર સંભાજીને લઇ દિલ્લી ગયો. ત્યાં દગાથી બંનેને ઇ. સ. ૧૬૬૬ માં કેદ કર્યા.

પ્ર૦ શીવાજી શી રીતે છૂટી આવ્યો?

ઉ૦ કપટીને કપટી મળ્યાથી બંને બાપ દીકરો મીઠાઇના ટોપલામાં બેસી દગાથી જોગીને વેશેનાશીનેરાયગઢઆવ્યા.

પ્ર૦ શીવાજીએ મુલકનો બંદોબસ્ત કેવી રીતે કર્યો?

ઉ૦ મુગલ સરદારોને લાંચ આપી ફોડીને પોતાનું કામ કાહાડી લીધું ને તેણે અષ્ટ પ્રધાન નીમી રાજનો બંદોબસ્ત કરી રૈયતને પાળી તથા પોશી.

પ્ર૦ એણે બીજીવાર ક્યારે સુરત લુટયું?

ઉ૦ ઇ. સ. ૧૬૭૦ માં. તેમાં પણ બહુ ધન મળ્યું.

પ્ર૦ એણે બીજીવાર રાજ્યાભિષેક ક્યારે કરાવ્યો?

ઉ૦ ઇ. સ. ૧૬૭૪માં.

પ્ર૦ એણે તંજાવરના રાજનો બંદોબસ્ત શી રીતે કર્યો?

ઉ૦ ત્યાં એનો મોટો ભાઇ હતો તેની પાસેથી અર્ધી ઉપજ લઈ એ રાજ એની પાસે રહેવા દીધું.

પ્ર૦ શીવાજીનો મોટો કુંવર કેવો હતો?

ઉ૦ માઠી ચાલનો હતો. તેને સુધારવા યત્ન કર્યો પણ સુધર્યો નહીં.

પ્ર૦ શીવાજી ક્યારે મરણ પામ્યો ને તેના પછી કોણ થયું?

ઉ૦ ઈ. સ. ૧૬૮૦ ને તેના પછી સંભાજી રાજા થયો.

પ્ર૦ શીવાજી કેવા ગુણનો હતો?

ઉ૦ એ શૂરો, સેનાપતિ તરીકે ચતુર, ને રાજકારભારમાં કુશળ હતો, લૂટથી લોકોને પીડા ન થાય તેવા ઉપાય કર્યા. તેણે પાપથી પોતાનું કામ પાર પાડયું. પણ તેની પાપ કરવાની ઇચ્છા હશે એમ સંભવતું નથી.

પ્ર૦ મરેઠા રાજા કોણ ને ક્યારે થયા તે લખો?

ઉ૦ શીવાજી ઇ. સ. ૧૬૬૪, સંભાજી ૧૬૮૦, રાજારામ ૧૬૮૯, શીવાજી રજો ૧૭૦૦, શાહુ ૧૭૦૮, રામરાજા ૧૭૪૮, શાહુ રજો ૧૭૭૭, પ્રતાપસિંગ (બાળાસાહેબ) ૧૮૧૮, શાહાજી, (આપાસાહેબ) ૧૮૪૦.

પ્ર૦ સંભાજી કેવા ગુણનો હતો?

ઉ૦ એની સાવકી માને તથા બીજાને મારી હત્યા કરી. તે બહાદુર હતો પણ અકલવાન ને ડાહ્યો નહોતો. તે-

મ દારૂડીઓ ને વિષયી હોવાથી કલુશા નામે બ્રાહ્મણની માઠી સોબતમાં પડયો.

પ્ર૦ શંભાજીએ શી રીતે જીવ ખોયો ?

ઉ૦ તે દારૂમાં ચકચુર થએલો હતો તે વખતે મોગલાઇ ફોજે એને અને કલુશાને પકડયા. ઔરંગજેબે એને મુસલમાન થવાનું કહાવ્યું ત્યારે તેણે કહ્યું કે તારી દીકરી પરણાવેતો થાઉં. એથી ઔરંગજેબે બંનેને મરાવી નાંખ્યા.

પ્ર૦ શંભાજીને માર્યા પછી ઔરંગજેબે કોને પકડયો?

ઉ૦ શંભાજીની રાણીને અને તેના છવર્ષના કુંવરને કેદકર્યો.

પ્ર૦ એથી મરેઠી પ્રજા મોગલને તાબે થઈ કે નહીં?

ઉ૦ શીવાજીએ આણેલા સ્વદેશાભિમાનથી તેઓ શંભાજી મુવાથી નહીં ગભરાતાં શંભાજીના ભાઇ રાજારામને ગાદીએ બેસાડયો ને પ્રધાનો વગેરેની ગોઠવણ શીવાજી જેવી કરી.

પ્ર૦ મરેઠાઓએ રાજના બચાવનો કેવો ઉપાય કર્યો?

ઉ૦ રાજારામને જીંજીના કિલ્લામાં રાખી મરેઠા સરદારો મુગલાઇ મુલક ને ખજાનો લૂટવા લાગ્યા. ને મોગલોને શીવાજીની લઢવાની રીતે હેરાન કરવા લાગ્યા.

પ્ર૦ મોગલોએ જીંજીનો કિલ્લો કયારે લીધો ને રાજારામનું શું થયું?

ઉ૦ મોગલ સરદાર જુલ્ફીકરે ઈ. સ. ૧૬૯૮માં જીંજી લીધો ત્યારે રાજારામને લાંચ લેઇ નાસી જવા દીધો.

પ્ર૦ રાજારામ કયારે મરણ પામ્યોનેતેથી મરેઠીરાજનુંશું થયું?

ઉ૦ ઈ. સ. ૧૭૦૦માં તેના મુવાથી તેના મોટા દીકરા શીવાજીને ગાદી આપી રાજારામની સ્ત્રી તારાબાઈ રાજકારભાર ચલાવા લાગી.

પ્ર૦ મોગલફોજનું મરેઠી ફોજ આગળ શાથીચાલતું નહીં?

ઉ૦ મોગલ સિપાઇ સુસ્ત અને સરદાર મોજીલાને લાંચીઆ હતા તેથી તેમનું બળ ઘણું છતાં શૂરા, સાદા ને ચપળ મરેઠા આગળ મોગલોનું ચાલતું નહીં.

પ્ર૦ તારાબાઇએ કેવી રીતે કારભાર કર્યો ?

ઉ૦ એણે હોંશીઆરીથી ને બહાદુરીથી મોગલોને હંફા-વ્યા ને ઔરંગઝેબ મરતા સુધી તેઓ તાબે થયા નહીં.

પ્ર૦ તે વખતમાં કયા બે મરેઠા સરદારો જાણુમાં આવ્યા?

ઉ૦ દાનાજી ને ધનાજી એ સરદારોએ બહુ પરાક્રમ કરી મોગલોને હંફાવી નામના કરી.

પ્ર૦ શંભાજીના દીકરાનું નામ શાહુ કેમ પડયું?

ઉ૦ એનું નામ શીવાજી હતું પણ તે કેદમાં હતો તે વખતે મહાન શીવાજી ચોરીથી નાશી ગયો હતો ને આ સી ન ગયો માટે ઔરંગઝેબ એને શાહુ કહેતો.

પ્ર૦ શાહુને ગાદી શી રીતે મળી ને કયારે મળી?

ઉ૦ ઔરંગઝેબ મુવા પછી તાબેદાર રહી મદદ કરવાની સરતે શાહુને આઝમે છોડયો. તારાબાઇ સામી થઇ, પણ મરેઠી સરદારોને શાહુ મળવાથી તારાબાઈ કોલ્હાપુર ગઈને ત્યાં રાજસ્થાપ્યું ને શાહુ સતારામાં રાજા થયો ઇ.સ.૧૭૦૮. એ રીતે મોટી શાખા સતારામાં ને નાની કોલ્હાપુરમાં એમ શીવાજીના રાજના બે ભાગ થયા.

પ્ર૦ શાહુનો મૂખ્ય પ્રધાન કોણ થયો?

ઉ૦ તારાબાઇ સાથે લઢવામાં બાળાજી વિશ્વનાથ નામે બ્રાહ્મણે એની સારી સેવા બજાવી તેથી તેને ઇ. સ. ૧૭૧૪ માં મૂખ્ય દીવાન (પેશ્વા) નીમ્યો.

પ્ર૦ બાળાજી પેશ્વાએ કેવી રીતે કારભાર ચલાવ્યો?

ઉ૦ શાહુરાજા મોગલોનું જોઇ મોજમજા ને આરામમાં પડયો ને બાળાજી જે કરે તે થાય. એણે મરેઠી રાજ વધારી જોરપર આણ્યું, તેથી પેશ્વા કરતા હરતા ,થયા ને સતા-રાના રાજા માત્ર નામના રહ્યા.

પ્ર૦ પેશ્વાની ગાદીએ કોણ કોણ ને કયારે થયા?

ઉ૦ બાળાજી વિશ્વનાથ ઇ.સ. ૧૭૧૪, બાજીરાવ બલ્લાલ ૧૭૨૦, બાળાજી બીજો ૧૭૪૦, માધવરાવ ૧લો ૧૭૬૧.

નારાયણરાવ ૧૭૭૨, સવાઇ માધવરાવ ૧૭૭૪, બાજીરાવ બીજો ૧૭૯૪.

પ્ર૦ મરેઠી રાજનો વધારો બાલાજીના વખતમાં શી રીતે થયો?

ઉ૦ સૈયદ હુસેને સન ૧૭૧૮માં બાલાજી સાથે સંધી કરી તેમાં દક્ષિણની ચોથનો, સરદેશ મુખીનો અને પુના સતારાના મુલકની સ્વરાજીનો કરાર થયો. મોગલોની નબળાઇને લીધે મરેઠા બીજા પ્રાંતોમાં જઇ ચોથ ઉઘરાવવા લાગ્યા.

પ્ર૦ મરેઠી સત્તામાં બ્રાહ્મણો શી રીતે સામેલ થયા?

ઉ૦ મરેઠા ભણેલા નહોતા તેથી હિસાબ વગેરેના કામમાં બ્રાહ્મણોની ગરજ પડતી તેથી બાળાજીએ પોતાની જાતના બ્રાહ્મણોને સરકારી કામ કાજમાં ઘણા દાખલ કર્યા.

પ્ર૦ બાળાજી કયારે મરણ પામ્યોનેતેના પછી કોણપેસ્વાથયું

ઉ૦ ઇ. સ. ૧૭૨૦માં બાળાજીના મુવાથી તેનો મોટો દીકરો બાજીરાવ પેસ્વા થયો.

પ્ર૦ ગાયકવાડનો ઉદય શી રીતે થયો?

ઉ૦ શાહુની ફોજનો સેનાપતિ ખંડેરાવ ડાભાડે હતો. તેની ફોજમાં દામાજી ગાયકવાડ નામે શૂરો અમલદાર હતો તેને શાહુએ સમશેર બહાદુરનો ખિતાબ ને ઉપસેનાપતિ નીમ્યો. સન ૧૭૨૦ માં ખંડેરાવને દામાજી મુવાથી ખંડેરાવનો છોકરો ત્રિંબકરાવ સેનાપતિ અને દામાજીના ભાઈ જંકોજીનો છોકરો પિલાજી ઉપસેનાપતિ થયો.

પ્ર૦ બાજીરાવ પેસ્વા કેવા ગુણનો હતો?

ઉ૦ મહાન શીવાજીના જેવો બાજીરાવ હતો. તે સ્વદેશાભિમાની, શૂરો, બુદ્ધિમાન, ભણેલો ગણેલો, ગુણનીઆજ નિષ્પક્ષપાતે કરનારો હતો. એણે મરેઠી રાજ મોટી પદવીએ ચઢાવી આબાદ કર્યું.

પ્ર૦ બાજીરાવે કેવી રીતે રાજકારભાર ચલાવ્યો?

ઉ૦ મુગલાઈ પ્રાંતોમાંથી ચોથ, સરદેશ મૂખી ને ઘાસ દાણાને નામે ખંડણી ઉઘરાવી ઘણી લૂટ મેળવી, યોગ્ય મા-

ણુસોને ઉત્તેજન આપી મોટી પદવીએ ચઢાવ્યા તેથી ઘણા માણસો રાજ્યો કે જાગીરો પામ્યા. એ મુલકો લૂટવામાં ને જીતવામાં હોંશીઆર હતો પણ રાજ વહીવટમાં તેવો નહોવાથી રૈયતની ખરાબી થઇ.

પ્ર૦ બાજીરાવના વખતમાં ક્યા સરદારો રાજ સ્થાપનાર થયા?

પ્ર૦ મલારજી હોલકર શુદ્ર હતો તેના વંશજો ઇંદોરમાં, બાજીરાવનાં પગરખાં સાચવનાર રાણોજી સિંધિઆનો વંશ ગ્વાલીઅરમાં, પિલાજી ગાયકવાડ વડોદરામાં ને એ વગર બીજા પણ હતા.

પ્ર૦ બાજીરાવની મૂખ્ય ધારણા કેવી હતી ને તે શી રીતે પાર પાડવાની હતી?

ઉ૦ મુગલરાજ તોડી ભરતખંડના ધણી થવાની ઇચ્છા હતી. તેની ધારણા એ હતી કે દિલ્લીની પાદશાહત તોડી કે બીજા સુબાનાં રાજ નાશ પામતાં વાર નહીં લાગે.

પ્ર૦ એ ધારણા પાર પાડવાને બાજીરાવે શું કર્યું?

ઉ૦ ૧૭૩૪ સુધીમાં ગુજરાતને માળવા વશ કર્યા.

પ્ર૦ બાજીરાવની ધારણા અફળ કરવાને કોણે યુક્તિઓ રચી ને તે શી ?

ઉ૦ નિજામ-ઉલ-મુલ્કે સતારાને કોલાપુરના રાજ્યો વચ્ચે લઢાઇ કરાવાની અને સરદારોમાં કુસંપ કરાવાની યુક્તિ કરી.

પ્ર૦ બાજીરાવે તે યુક્તિઓ શી રીતે અફળ કરી?

ઉ૦ કોલાપુરની સેનાનો પરાજય કર્યો ને સેનાપતી ત્રિંબકરાવ દાભાડે નીજામની મદદ વડે શાહુને કબજે લેઈ બ્રાહ્મણોની સત્તા તોડવાનો યત્ન કરતો હતો તેથી ગૂજરાતમાં ડભોઇ આગળ તેને હરાવીને માર્યો, પણ હારેલાને શાંત કરવા ત્રિંબકરાવના બાળક દીકરાને સેનાપતી નીમી પિલાજીને રક્ષક ઠરાવ્યો ને ગૂજરાતની અરધી ઉપજ પિલાજીની મારફત પેસ્વાને આપવાનો ઠરાવ કર્યો.

પ્ર૦ મરેઠા સરદારોમાં બાજીરાવના હુકમનું વજન શાથી પડતું?

ઉ૦ બાજીરાવ સઘળાં કામ શાહુની મંજુરીથી કરતો ને સંધી ગાહારાજને નામે કરતો તેથી. પણ સઘળું કામ પેસ્વાની મારફતં થતું. સરકારમાં આપવું લેવું અને નોકરો રાખવા એ સઘળું પેશ્વાની મારફત થવાથી ખરો અધિકાર પેશ્વાના હાથમાં હતો.

પ્ર૦ નિજામ-ઉલ-મુલ્ક સાથેબાજીરાવનેલડાઇ શાથીથઇ?

ઉ૦ બાજીરાવે પાદશાહ પાસે ખંડણી ને કેટલોક મુલક માગ્યો ને તે કબુલાવા તે દિલ્લી ગયો. તેથી પાદશાહે નિજામની મદદ માગી તેથી.

પ્ર૦ એ લડાઇ ક્યાં ને ક્યારે થઇ ને તેમાં શું થયું?

ઉ૦ ભોપાળ આગળ ઈ. સ, ૧૭૩૬ માં થઈ. તેમાં નિજામ હાર્યો. તેથી આખો માળવા. નર્મદાને ચંબલ વચેનો મુલકને ૫૦ લાખ રૂપીઆ રોકડા આપવાનો ઠરાવ નિજામેકર્યો.

પ્ર૦ એવખતેબાજીરાવનાબીજાસરદારોએકયામુલક જીત્યા?

ઉ૦ એના ભાઈ ચીમનાજીએ પોર્ટુગીજ સાથે લઢીને વસાઇનો કિલ્લો લીધો. ઈ.સ. ૧૭૩૯. ને રઘુજી ભોંસલાએ કટક સુધી મુલક લુંટયો.

પ્ર૦ બાજીરાવ ક્યારેમરણપામ્યો ને પછી કયો પેશ્વા થયો?

ઉ૦ ઇ. સ. ૧૭૪૦માં. એના પછી એનો મોટો પુત્ર બાળાજી પેસ્વા થયો.

પ્ર૦ બાળાજીને પેશ્વાઈ મળવામાં કોણ સામું થયું?

ઉ૦ રઘુજી ભોંસલે. પણ તેમાં તેનું કાંઇ વળ્યું નહીં.

ઉ૦ શાહુરાજાક્યારેમરણપામ્યોનેતેનાપછીકોણરાજા થયું?

ઉ૦ સને ૧૭૪૮માં. બીજા શીવાજીના કુંવર રામરાજાને સતારાની ગાદીએ બેસાડયો.

પ્ર૦ પેસ્વાની ગાદી પુનામાં ક્યારે કરી ને કોણે?

ઉ૦ બાળાજી પેસ્વાએ ૧૭૪૮માં ને રાજા સતારામાંરહેતા.

પ્ર૦ શાહુએ મરતા વખત કેવું વશીઅતનામું કર્યુંહતું?

ઉ૦ તેમાં લખ્યું હતું કે શીવાજીના વંશજો રાજા રહે

ને તેની વતી કુલ કારભાર પેશ્વા કરે.

પ્ર૦ મરેઠી રાજનાં અંગ કયાં હતાં?

ઉ૦ વરાડમાં રાઘોજી ભોંસલેનું, ધારમાં આણંદરાવ પુવારનું, વડોદરામાં પીલાજીના પુત્ર દામાજીનું, માળવામાં મલારરાવ હોલકરનું, માળવાના ઇશાન ખુણામાં રાણોજીના દીકરા જયાપા સિંધીઆનું, અકલકોટમાં ફતેસિંગભોંસલેનું, કોલાપુરમાં શાહુના પિતરાઇ ભાઇ શંભાજીનું, ને તંજાવરમાં શીવાજીના ઓરમાન ભાઇ વ્યંકાજીના વંશનું રાજ હતું. પણ છેલ્લાં બે સતારાના રાજાથી સ્વતંત્ર હતાં.

પ્ર૦ પેશ્વાનું લસ્કર શી રીતે થતું હતું?

ઉ૦ એ રાજ્યો અને બીજા નાના મોટા ઘણા જમીનદારો હતા તેમને જમીન પળતી તે પેટે ફોજો રાખતા ને તે પેશ્વાના હુકમમાં રહેતી.

પ્ર૦ પેશ્વાએ નિજામ પાસેથી કયો મુલક જીતી લીધોહતો?

ઉ૦ વેનગંગા ને ગોદાવરી વચેનો દેશ ને કટક પ્રાંત.

પ્ર૦ પેશ્વાના ચલણથી સતારાના રાજાના હાથમાંશીસત્તારહી?

ઉ૦ રામરાજાએ સ્વતંત્ર રાજ ચલાવવા ઇચ્છા બતાવી પણ તેમાં ન વળ્યાથી સતારાની આશપાસનાં કેટલાંક પ્રગણાંનો વહીવટ ને નવા પેશ્વા થાય તેને પાઘડી બંધાવવાનું કામ માત્ર રાજાની પાસે રહ્યું.

પ્ર૦ રામરાજા ક્યારે મરણ પામ્યો ને તેના પછી કોણથયું?

ઉ૦ તેઇ.સ.૧૭૭૮માં અપુત્ર મુવાથી બીજાશાહુનેદત્તકલીધો

પ્ર૦ શાહુએપેશ્વાથીસ્વતંત્રથવા ક્યારેયત્નકર્યોનેતેમાંશુંથયું?

ઉ૦ સન ૧૮૦૧માં. પણ તેમાં તેનું કાંઇ વળ્યું નહીં ને તેને અને તેના બે દીકરા બાળાસાહેબને અને આપા સાહેબને પેશ્વાએ કેદ કર્યા ને રાજ છીનવી લીધું ને શાહુ કેદમાંજ મુવો.

પ્ર૦ બાળાસાહેબને ક્યારે ને શી રીતે ગાદી મળી?

ઉ૦ સન ૧૮૧૮માં, અંગ્રેજે પેશ્વાનું રાજ લીધું ત્યારે

બાળાસાહેબ (પ્રતાપસિંગ) ને કેટલેક મુલક આપી સતારાની ગાદીએ બેસાડયો.

પ્ર૦ આપાસાહેબને કયારે ને શી રીતે ગાદી મળી?

ઉ૦ પ્રતાપસિંગ ઉપર સન ૧૮૩૭માં અંગ્રેજસરકારને ફીતુરનો વહેમ આવ્યાથી તેને ઉઠાડી આપાસાહેબનેગાદીઆપી

પ્ર૦ સતારાનું રાજ કયારે ખાલસા થયું ને શીવાજીના વંશજોનું શું કર્યું?

ઉ૦ આપાસાહેબ સન ૧૮૪૮માં મુવાથી સતારાનું રાજ ખાલસા કર્યું ને આપાસાહેબના દત્તપુત્ર રાજારામનેપ૦૦૦૦નું વર્ષાસન આપે છે પણ તે રાજા કહેવાતો નથી.

પ્ર૦ સીદ્દી અને આંગ્રીયા લોકોનો બંદોબસ્ત શી રીતેકર્યો?

ઉ૦ એ લોકોનાં વહાણ મલબાર કાંઠે ચોરી ને લૂટ કરતાં.તેમનો બંદોબસ્ત મુંબાઇનાઅંગ્રેજોજોડે મળીપેશ્વાએકર્યો?

પ્ર૦ બાળાજી પેશ્વાએ સન ૧૭૫૭માં કયાં સ્વારી કરી ને તેમાં શું થયું ?

ઉ૦ આર્કોટના નવાબ ને મૈસુરના રાજા ઉપર સ્વારી કરી ખંડણી લીધી.

પ્ર૦ ઉદગીર આગળ લઢાઇ કોની વચે થઈનેતેમાંશુંથયું?

ઉ૦ સન ૧૭૬૦માં હેદરાબાદના નિજામ સલાબતજંગને તેના ભાઇ નિજામઅલીએ મરેઠી રાજ ઉપર ચઢાઈ કરી. તેમાં મરેઠા સરદાર બાળાજીના કાકા ચીમનાજી આપાનો છોકરો સદાશીવરાવ હતો, તેણે મોગલોને હરાવ્યા ને પુસ્કળ મુલક લઇ સંધી કરી.

પ્ર૦ રઘુનાથરાવ કોણ હતો ને તેણે શું કર્યું?

ઉ૦ પેશ્વા બાળાજીનો ભાઈ હતો તેણે સન ૧૭૫૮માં પંજાબ ઉપર સ્વારી કરી અટક સુધીનો મુલક મેળવ્યો એ વખતે મરેઠી રાજયનો સૂર્ય પુર્ણ કળાએ તપ્યો. બંગાળાથી અટક સુધી ને હીમાલયથી કન્યાકુમારી સુધી તેમની હાક વાગી રહી.

પ્ર૦ મરેઠા ઉપર હિંદુ પ્રજા શાથી નાખુશ હતી?

ઉ૦ મરેઠા માત્ર લૂંટતા ને રૈયતને પીડતા, ન્યાયથી વ- ર્તી રૈયતનું રક્ષણ કરતા નહીં તેથી.

પ્ર૦ અફગાન સુલતાન અહમદશાહ અબદલી શાથી હિંદુસ્તાન ઉપર ચઢી આવ્યો ?

ઉ૦ મરેઠાની ચાલથી નાખુશ થઇ મુસલમાન સામા થ- યા. તેમાં રોહિલા સરદાર નજીબુલ્દલા ને અયોધ્યાનો સુજા- ઉદૌલા હતા તેમની વહારે અબદલી આવ્યો.

પ્ર૦ તેમની સામા કયા મરેઠા સરદારો ગયા ને તેમાં શું થયું?

ઉ૦ સીંધીયા ને હોલ્કર સામા થયા પણ તે ભારે નુક- શાન ખમી પાછા હઠયા.

ઉ૦ અફગાનોને મારી કાઢવા પેશ્વાએ શા ઉપાય કર્યા?

પ્ર૦ બધા મરેઠી સરદારોનાં લશ્કર એકઠાં કરી એક જ- બરૂ લશ્કર સદાશીવરાવની સરદારી નીચે પેશ્વાએ અફગા- નોને કાઢી હિંદુસ્તાનના ધણી થવાને મોકલ્યું, તેની સાથે પેશ્વાનો પાટવી કુંવર વિસ્વાસરાવ પણ હતો.

પ્ર૦ એ લઢાઇમાં ભાઉની મદદે કોણ કોણ આવ્યુ

ઉ૦ ભરતપુરનાજાટરાજાસુરજમલનેબીજારજપુતરાજાઓ.

પ્ર૦ એ લઢાઈ કરવાવિષેસુરજમલવગેરેનીશીયોજનાહતી?

ઉ૦ શીવાજી ને બાજીરાવની રીતે નાસતા ભાગતા લઢી મુસલમાનોને ઘાસ દાણાનો તોટો પાડી પીડવા એટલે હે- રાન થઈ અફગાન પાછા જશે. ને તે સારૂ બૈરાં છોકરાંને ભરતપુર વગેરે મજબુત કિલ્લામાં રાખવાં.

પ્ર૦ સદાશીવરાવની એ બાબત કેવી યોજના હતી?

ઉ૦ નિજામ ઉપર મેળવેલી ફતેહને લીધે તેને ગર્વ થયો તેથી તેણે પોતાની પાસેની ૨૦૦ તોપો વડેને ઇબ્રાહિમખાંની સરદારી નીચે કેળવાયલા ૧૫૦૦૦ કવાયતી પાયદળને લીધે મુસલમાનોને મેદાનમાં લઢીને હરાવવાનેતેથીજ સુરજમલને બીજા મરેઠા સરદારોના વિચાર એને પસંદ ના પડ્યા.

પ્ર૦ ભાઉએ પ્રથમ દિલ્લી જઇ શું કર્યું?

ઉ૦ રાજમહેલ લૂટયો તથા વિશ્વાસરાવને ગાદીએ બેસાડવા વિચાર કર્યો પણ તે બીજાને ન ગમ્યાથી પાર ન પડયો.

પ્ર૦ મુસલમાન ને મરેઠાની લઢાઇ કયાં ને કયારે થઇ?

ઉ૦ સન ૧૭૬૧માં પાણીપતના મેદાનમાં.

પ્ર૦ એ લઢાઈમાં મરેઠી લશ્કર કેટલું હતું?

ઉ૦ ૨૦૦ તોપ, ૧૫૦૦૦ કવાયતી પાયદળ. ૫૫૦૦૦ સ્વાર ને નોકરો વગેરે બીજાં બે લાખ માણસ હતાં

પ્ર૦ મુસલમાની લશ્કર કેટલું હતું?

ઉ૦૦ ૪૬૮૦૦ સ્વાર.૩૮૦૦૦પાયદળ. ને ૭૦તોપો હતી.

પ્ર૦ ભાઉના અવિચારથીએની મદદમાંથી કોણ પાછું ગયું?

ઉ૦ સુરજમલ અને બીજા રજપુત રાજાઓ.

પ્ર૦ એ લઢાઈમાં શું પરીણામ આવ્યું?

ઉ૦ મરેઠી છાવણીમાં અનનો ટોટો પડયોને તેઓ મુસલમાનથી ઘેરાઇ ગયા ને છેવટે લઢાઈમાં વિશ્વાસરાવને ભાઉસાહેબ મરાયા , મલ્હારરાવ હોલકરને દામાજી ગાયકવાડ નાશી ગયા. બીજા હજારો મરેઠા મરાયાને કપાયા, હજારો પકડાયા તેમને કાપી નાંખ્યા ને ગુલામ કર્યા. એ રીતે સુમારે બે લાખ મરેઠા મરણ પામ્યા.

પ્ર૦ પેશ્વાબાળાજી શાથી મરણ પામ્યોને તે કેવો હતો?

ઉ૦ પાણીપતની હારના સમાચાર સાંભળી પેસ્વા બહુ ખીન્ન થયો ને શોકમાં મરણ પામ્યો. એ રંડીબાજ, આળસુ, ખંદો પણ માયાળુ હતો.

## પ્રકરણ ૧૨ મું.

### મરેઠા રાજ.

પ્ર૦ બાળાજી પછી કયો પેશ્વા થયો?

ઉ૦ બાળાજીનો મોટો દીકરો વિસ્વાસરાવ પાણીપતમાં મરાયાથી તેનો બાજો દીકરો માધવરાવ પેશ્વા થયો.

પ્ર૦ માધવરાવને કોણે પેશ્વાની ગાદીએ બેસાડયો?

ઉ૦ સતારામાં પુરાયલા રામરાજાએ.

પ્ર૦ માધવરાવનો કારભાર કોણ કરવા લાગ્યું?

ઉ૦ તે ૧૭ વરસનો હોવાથી તેનો કાકો રઘુનાથરાવ.

પ્ર૦ નિઝામઅલીએ પુના ક્યારે લુટયું?

ઉ૦ માધવરાવને તેના કાકાથી સ્વતંત્ર થવાની ઈચ્છા થવાથી મરેઠામાં કુસંપ થયો તેવામાં નિઝામે પુના લૂટયું.

પ્ર૦ મરેઠાએ એ હારનું વેર લીધું કે નહીં?

ઉ૦ પછી મરેઠાએ સંપ કરી નિઝામને હરાવ્યો તેમાં પેશ્વાએ બહુ બહાદુરી બતાવી.

પ્ર૦ માધવરાવના વખતમાં ક્યા પ્રખ્યાત પુરૂષો હતા?

ઉ૦ રામશાસ્ત્રી નામે ન્યાયાધીશ, સખારામ બાપુ ને નાના ફડનવીશ નામે ચતુર કારભારી ને ત્રંબકરાવ મામા ને હરીપંત નામે શૂરા સરદારો હતા.

પ્ર૦ મૈસુરના હૈદરઅલીએ મરેઠીરાજ ઉપર ક્યારે સ્વારી કરી ને તેમાં શું થયું?

ઉ૦ સન ૧૭૬૪ માં સ્વારી કરી તેમાં પેશ્વાએ હૈદરને હરાવી ૩૨ લાખ રૂપીઆ દંડ લીધો.

પ્ર૦ મલ્હારરાવ હોલ્કર ક્યારે મુઓ ને તેની ગાદીનું શું થયું?

ઉ૦ સન ૧૭૬૬ માં મુવાથી તેનો પૌત્ર ગાદીએ બેઠો કેમકે તેનો દીકરો તો અગાઉથી મરી ગયો હતો એ પૌત્ર જલદી મરી જવાથી એની મા અહલ્યાબાઇએ તુકાજી નામે શૂરા જોદ્ધાને ખોળે લેઇ પોતે રાજ કારભાર કરવા માંડયો ને લઢાઈનું કામ તુકાજીને સોંપ્યું.

પ્ર૦ અહલ્યાબાઈએ કેવી રીતે રાજ ચલાવ્યું?

ઉ૦ એ બાઇ બુદ્ધિવાન, ભણેલી, ઉદ્યોગી, સદ્ગુણી, દયાળુ ને ભક્ત હતી. એના વખતમાં રાજ આબાદ થયું ને લોક સુખ પામ્યા ને ઈંદોર વસ્યું. એ જીવતાં વખણાઈ ને મુવા પછી દેવી ગણાઇ પુજાઇ. પ્રભાસ પાટણમાં સોમનાથનું

હોલનું દેવળ એણે બંધાવ્યુંછે, અને એ વગર પણ બી-જાં ઘણાં દેવસ્થાનો બંધાવ્યાંછે.

પ્ર૦ તે વખતેભોંસલેનીને સિંધીઆની ગાદીએ કોણ હતું?

ઉ૦ રાઘુજી ભોંસલે પછી જાનોજી હતો તે પેસ્વાની વિરૂદ્ધ હોવાથી માધવરાવે તેને જેર કરી વશ કર્યો. જંકોજી સિંધીઆ પાણીપતના યુદ્ધમાં મરાયાથી રાણોજીના અનૌરસ પુત્ર મહાદજીને માધવરાવે સિંધીઆની ગાદીએ બેસાડયો.

પ્ર૦ રઘુનાથરાવે શાથી બળાવો કર્યો ને તેમાં શું થયું?

ઉ૦ તેની સ્ત્રી આનંદીબાઇની શીખવણીથી બળાવો કર્યો પણ પેશ્વાએ તેને હરાવી પોતાના ઘરમાં કેદ રાખ્યો.

પ્ર૦ મરેઠાઓએ ફરીને દિલ્હી ક્યારે લીધી?

ઉ૦ સન ૧૭૬૯ માં મરેઠાઓએ રજપુત રાજાઓને રોહિલા પાસેથી ખંડણી લેઈ દિલ્હી લીધી ને શાહઆલમ તેમના રક્ષણમાં આવ્યો.

પ્ર૦ હૈદર સાથે બીજીવાર ક્યારે લઢાઇ થઇ?

ઉ૦ સન ૧૭૭૨ માં. હૈદરે મરેઠા સાથે વિરોધ કર્યાથી તેનેહરાવી મરેઠાએ પોતાને લાભકારો સરતો કરી સંધીકરી.

પ્ર૦ માધવરાવ ક્યારે મરણ પામ્યો ને તે કેવો હતો?

ઉ૦ સન ૧૭૭૨ માં. એ ચતુર, શૂરો, શાણો ને પ્રજાને સુખી કરવાને આતુર હતો. એણે વેઠ બંધ કરી ગરીબોનું રક્ષણ કર્યું. સરદારોને તાબામાં રાખતો ને નહીં રેહેનારને સજા કરતો. કામદાર ગુણ જોઇ રાખતો. એના વખતમાં મરેઠી રાજ્યની ઉપજ સાત કરોડ રૂપિઆ હતી. એ ૨૮ વરસની જુવાન વયમાં મુવો. પાણીપતની હાર પછી એણે પાછા મરેઠા જોરભેર કર્યા. પણ એના અકાળ મૃત્યુથી રાજને ભારે હાની થઇ.

પ્ર૦ માધવરાવ પછી પેશ્વા કોણ થયો?

ઉ૦ એને છોકરો નહોતો તેથી તેનો ૧૮ વરસનો ભાઇ નારાયણરાવ પેશ્વા થયો.

પ્ર૰ એને કોણે મરાવી નાંખ્યો ?

ઉ૰ સન ૧૭૭૪માં એની કાકી આનંદીબાઇ તથા કાકા રઘુનાથરાવે મરાવ્યો.

પ્ર૰ નારાયણરાવને મરાવાથી રઘુનાથરાવની મતલબપારપડી?

ઉ૰ એને પેશ્વા થવું હતું પણ નારાયણરાવની સ્ત્રીએ છોકરો જણવાથી તેના પક્ષમાં સખારામબાપુ, નાના ફડનવીશ વગેરે થયા તેમણે એ નાના બાળકને સવાઇ માધવરાવ નામથી ગાદીએ બેસાડી કારભાર કર્યો.

પ્ર૰ રઘુનાથરાવ કયાં ગયો ને ત્યાં શું કર્યું?

ઉ૰ એ બ્રહ્મહત્યારા સામી આખી મરેઠી પ્રજા થયાથી તે સુરત ગયો ને મુંબાઇના અંગ્રેજને ચીમનાજી આપાએ મહા મહેનતે જીતેલા સાષ્ટી ને વસાઈ બેટ આપવાના કબુલી તેમની મદદવડે પુનાની ગાદી લેવા સંધી કરીસન૧૭૭૪.

પ્ર૰ સન ૧૭૭૪માં કોણ જન્મ્યું?

ઉ૰ મરેઠી રાજનો કાળ બાજીરાવ, પાપી આનંદીબાઇને પેટ અવતર્યો.

પ્ર૰ તે વખતે હિંદુસ્તાનના કંપનીના કારભારમાં શો ફેરફાર થયો હતો.

ઉ૰ કલકત્તાનો ગવરનર જનરલ ઠર્યો ને તે મુંબાઈ ને મદ્રાસના ગવરનરનો ઉપરી ઠર્યો.

પ્ર૰ તે વખતે ગવરનર જનરલ કોણ હતો ?

ઉ૰ વારન હેસ્તિંગ્સ.

પ્ર૰હેસ્તિંગ્સેમરેઠાનીલઢાઇમાં મુંબાઇસરકારનેશોહુકમકર્યો.

ઉ૰ રાઘોબાનો પક્ષ છોડી પેશ્વા સાથે સંધી કરવાનો.

પ્ર૰ એ હુકમ ગવરનર જનરલે શાથી ફેરવ્યો?

ઉ૰ મરેઠા ફ્રેંચ રાજની કુમક મેળવવાનો વિચાર કરે છે એવી ખબર મળી તેથી તેણે મરેઠા સાથે લઢવાનો વિચાર કરી કલકત્તેથી મુંબાઇના લસ્કરની મદદે લસ્કર મોકલ્યું

પ્ર૰ વારગામ આગળ શાથી સંધી થઇ ?

ઉ૦ કલકત્તાનું લશ્કર આવતા મહેલાં મુંબાઈનું લશ્કર હાર્યાથી તે વશ્કરે સધી કરી.

પ્ર૦ સંધી કર્યા છતાં ફરીને શાથી લઢાઇ સળગી?

ઉ૦ એ સંધી મુંબાઇમાં ને વિલાયતમાંમજુરથઇનહીંતેથી.

પ્ર૦ એ લઢાઇમાં શું થયું?

ઉ૦ જનરલ ગાર્ડર્ડે ડભોઈ ને અમદાવાદ જીત્યાં, પણ વસાઈથી પાછો હઠયો ને તેવામાં સન ૧૭૮૦માં નિઝામ-ને હૈદરે મરેઠાની વાહારે ચઢવાના કરાર કરી હૈદરે કર્નાટક ઉપર સ્વારી કર્યાથી અંગ્રેજે મરેઠા જોડે સંધી કરી.

પ્ર૦ એ સંધી ક્યાં થઇ ને તેમાં શા ઠરાવ થયા?

ઉ૦ સન ૧૭૮૨ સાલબાઇ મુકામે સંધી થઈ. તેમાં ઠર્યું, કે મરેઠાનો લીધેલો મુલક પાછો આપવો. અંગ્રેજને પોર્ટુ-ગીઝ વગર બીજા યુરોપીઅનને નોકર રાખવા નહીં. ભરૂચ સિંધીઆને આપવું. હૈદર સામી અંગ્રેજને મરેઠાએ મદદ કરવી ને રાઘોબાને મહીને પચીસ હજાર રૂપીઆ આપવા.

પ્ર૦ મરેઠી રાજ પડી ભાગવાનું મંડાણ શાથી થયું?

ઉ૦ પેસ્વાનો અધીકાર રઘુનાથરાવની ચાલથી નરમ પ-ડયો ને તેથી મહાદજી સિંધીએ પેસ્વાથી નોખા પડી સ્વ-તંત્ર થવા ઇચ્છયું ને એ પ્રમાણે બીજા સરદારો પણ સ્વ-તંત્ર થવા લાગ્યા તેથી.

પ્ર૦ મહાદજી સિંધીએ શાં પરાક્રમનાં કામો કર્યા?

ઉ૦ એણે ગોહદના રાણા પાસેથી ગ્વાલીયર જીત્યું. ત્યાં-થી દિલ્લી જઇ પાદશાહને કબજે કરી સનંદ લખાવી લીધી કે પાદશાહનો મુખ્ય કારભારી પેસ્વા ને પેસ્વાની વતી સીં-ધીઓ કામ કરે. જેપુરને જોધપૂરના રાજાને તથા ઘણા મુસલમાન નવાબોને ખંડીયા કર્યા. તથા ફ્રેંચ નોકર રાખી કવાયદી પાયદળ તથા તોપખાનું ઉભું કર્યું.

પ્ર૦ એ વખતમાંમરેઠાને નિઝામે કોની સાથે લઢાઇ કરી?

ઉ૦ સન ૧૭૮૪થી ૮૭ સૂધી એબંનેએ ટીપુ સુલતાન

જોડે વઢીને ૪૫ લાખ રૂપીઆ ખંડણી લીધી.

પ્ર૦ શાહઆલમપાદશાહનેઆંધજોકોણેકર્યોનેતેનુંશું થયું?

ઉ૦ સીંધીઆની ગેરહાજરીમાં ગુલામ કાદરે પાદશાહને આંધજો કર્યો ને સિંધીઆએ જઇને તેને છોડાવ્યો.

પ્ર૦ સિંધીઆને હોલ્કરને શાથી લઢાઇથઇનેતેમાંશુંથયું?

ઉ૦ બંને વચે કુસંપને અદેખાઇ થવાથી તથા પેશ્વાની સત્તા તૂટવાથી તેમને કોઇ વારનાર ન રહેવાથી અજમેર આગળ બંને લડયા તેમાં હોલ્કર હાર્યો.

પ્ર૦ મહાદજી સિંધીઆ ક્યારે મુઓ ને પુઠી કોણથયો?

ઉ૦ સન ૧૭૯૪માં એ મુવાથી તેના ભાઇનો પૌત્ર દોલતરાવ સિંધીઆ થયો.

પ્ર૦ તે વખતે રાજનીતિ જાણનાર કયો મરેઠો હતો?

ઉ૦ નાનાફડનવીસએમરેઠીરાજનામહાપુરૂષોમાંછેલ્લોહતો.

પ્ર૦ તે વખતે મરેઠાની કેવી સ્થિતિ હતી?

ઉ૦ મરેઠા સરદારોપરથી પેશ્વાની સત્તાની દોરી નરમ પડી હતી તેથી મોટા સરદારો સ્વતંત્ર થઇ જવા લાગ્યા હતા. દેશમાંથી સાહસને પરાક્રમ કરવાનો ઉત્સાહ ઘટી ગયોહતો, અને પ્રતાપી પુરૂષો મરતા ગયા તેમ નવા થતાનહતા.

પ્ર૦ પેશ્વાને નિજામ સાથે શાથી લડાઈ થઇ, ક્યારે થઇને તેમાં શું થયું?

ઉ૦ નિજામે ચઢેલી ખંડણી ન ભરી તેથી સન ૧૭૯૫ માં કુર્દલા આગળ લઢાઇ થઈ. બધા મરેઠી નાયકો પેશ્વાની સરદારી નીચે આ છેલ્લીજ વાર લઢયા. નિજામ હાર્યોને ત્રણ કરોડરૂપીઆને કેટલાકપ્રાંતોઆપવાનીસરતેનિજામેસંધી કરી.

પ્ર૦ સવાઇ માધવરાવે શાથી આપઘાત કર્યો.

ઉ૦ એ વખતે નાનાફડનવીસ પ્રધાન હતો ને તેનું પુર ચલણ હતું. પેશ્વા ૨૧ વરસનો થયો પણ તેને અખત્યાર ન સોંપ્યો તેથી તથા રઘુનાથરાવના છોકરા બાજીરાવને અને બીજા ભાઈઓને કેદ કર્યા હતા તેમને છોડાવી પેશ્વા પો-

તાની પાસે રાખવા ઈચ્છતો હતો પણ પ્રધાને ના કહ્યાથી તે બહુ ખીન્નથઇનેઅગાસીએપડતુંમૂકીમરણ પામ્યો સન૧૭૯૫

પ્ર૦ સવાઇ માધવરાવ પછી કોણ પેસ્વા થયો?

ઉ૦ બાજીરાવનો હક હતો પણ નાનાએ તેને બેસવા દીધો નહીં છેવટે કેટલીક ખટપટી ચાલ્યા પછીનાનાએ અને સિંધીઆએ મળી બાજીરાવને ગાદી આપી.

પ્ર૦ બાજીરાવ કેવા ગુણનો હતો?

ઉ૦ રાજ્ય ચલાવવાને તે અયોગ્ય હતો. રાજ ખોવાનાં બધાં અપલક્ષણ એનામાં હતાં.

પ્ર૦ સિંધીઆનીને નાનાની વચે અણબનાવ શાથી થયો?

ઉ૦ બાજીરાવે એ બંનેથી છુટવા માટે બંને વચે અણબનાવ કરાવ્યો. પેશ્વાની ગુપ્ત રજાથી સિંધીએ પુના લુટયું ને નાનાને અહંમદનગરમાં કેદ કરી સિંધીઆના સસરા ઘાટગેને કારભારી ઠરાવ્યો.

પ્ર૦ પેશ્વાએ નાનાને ફરીને કારભારી શાથી ઠરાવ્યો?

ઉ૦ સિંધીઆના લશ્કરે બંડ કર્યું ને માંહોમાહે કતલ કરવા માંડી. બીજા સરદારો પણ માંહો માંહે લઢવા લાગ્યાથી રાજ્યમાં અવ્યવસ્થા થઇ ત્યારે નાનાને કેદમાંથી કાઢીફરી કારભારીનીમ્યોતેથીસિંધીઓઉત્તરહિંદુસ્તાનમાં ગયો.

પ્ર૦ ત્યાં તેને કોની સાથે લઢાઈ થઇ?

ઉ૦ જસવંતરાવ હોલકર સાથે. તેમાં બંનેનાં ઘણાં માણસો મરાયાં. ઇ. સ. ૧૮૦૦.

પ્ર૦ નાનાફડનવીસ ક્યારે મુવો ને તે કેવો હતો?

ઉ૦ સન ૧૮૦૦માં મુવો. એ બીહીકણ પણ સ્વદેશાભિમાની હતો. રાજકાજમાં એની સમજણ ઊંડી હતી. તે અંગ્રેજને વખાણતો ને માન આપતો. પણ રાજકાજમાં તેમનાથી ડરી અપ્રીતિ રાખતો. રાજ રક્ષણ માટે અંગ્રેજ સેના પુને ન રાખવી કેમકે તેથી સ્વતંત્રતા જતી રહે એવો તેનો અભિપ્રાય હતો.

પ્ર૦ સિંધીઆ ને હોલ્કરમાં-પેસ્વા કોની તરફ હતો?

ઉ૦ સિંધીઆ તરફ. તેથી હોલ્કરે નજર ચકાવી ઓ-ચિંતા પુને આવી બાજીરાવના લસ્કરને હરાવ્યું. બાયલો બાજીરાવ વસાઈ નાશી ગયો. તેથી હોલ્કરે બાજીરાવના ભત્રીજાને ગાદી આપી ઈ. સ. ૧૮૦૨.

પ્ર૦ બાજીરાવે ગાદી મેળવવાને શું કર્યું?

ઉ૦ અંગ્રેજ જોડે કરાર કર્યો કે અંગ્રેજ ગાદી અપાવે, ને તેના રાજનું રક્ષણ કરવું ને તે માટે પુનામાં લસ્કરરહે તે પેટે છવીસ લાખ રૂપીઆ આપવા. સુરતપર દાવો ન રાખવો. નિજામને ગાયકવાડ સાથેના વાંધા અંગ્રેજ મારફત પતાવવા. અંગ્રેજના દુશ્મન કોઇ યુરોપી લોકને નોકર ન રાખવા એ સરતે અંગ્રેજે બાજીરાવને ગાદી અપાવી તે પરાધીનપણે બાજીરાવે ભોગવી.

પ્ર૦ બાજીરાવે પેસ્વાઇ શાથી ખોઈ?

ઉ૦ સોળવરસ પરાધીનપણે પેસ્વાઇ ભોગવી તે દરમીઆન ચંડાળ કામો કર્યા ને અંગ્રેજ જોડે દગલબાજી કરી સન ૧૮૧૮માં લડ્યો ત્યારે અંગ્રેજે તેનું રાજ લઈ લીધું.

પ્ર૦ રાજ ગયા પછી બાજીરાવ કયાં રહ્યો.

ઉ૦ અંગ્રેજે આઠ લાખ રૂપીઆનું વર્ષાસન આપ્યું તે લેઇ કનોજ પાસે બીથુરમાં રહ્યો.

## પ્રકરણ ૧૩ મું.

પ્ર૦ મુંબાઇ અંગ્રેજ કંપનીને શી રીતે મળી?

ઉ૦ એ બેટ પોર્ટુગીજને તાબે હતો. તે જ્યારે પોર્ટુગાલના રાજાએ તેની કુંવરી ઇંગ્લાંડના રાજા વેરે પરણવી ત્યારે તેને પેહેરામણીમાં આપ્યો. ઈંગ્લાંડના રાજાએ તેઅંગ્રેજ કંપનીને સોંપ્યો.

પ્ર૦ ભરતખંડમાંરાજ કરવાને કયી યુરોપીપ્રજાએયત્નકર્યો?

ઉ૦ અંગ્રેજ અને ફ્રેંચ તેમાં અંગ્રેજે જય મેળવી દેશી રાજયો વશ કર્યા.

પ્ર૦ અંગ્રેજે મદ્રાસ ને કલકત્તા શી રીતે વસાવ્યાં?

ઉ૦ અંગ્રેજે વીજયનગરના રામરાજાના ભાઈકનેથીજમીન વેચાતી લઈ મદ્રાસ વસાવ્યું ને ઔરંજેબના વખતમાં સન ૧૬૯૬માં કલકત્તા નામે ગામ વેચાતું લઈ ત્યાં કિલ્લો બાંધી શેહેર વસાવ્યું એ શેહેર હાલ ભરતખંડની રાજધાનીછે.

પ્ર૦ પાંદિચેરી ફ્રેંચોએ શી રીતે વસાવ્યું?

ઉ૦ સન ૧૬૭૪માં ફ્રેંચોએ વિજાપુરના રાજા કનેથીજમીન વેચાતી લેઇ પાંદિચરી વસાવ્યું ને ત્યાં રાજધાની કરી.

પ્ર૦ પાંદિચરીમાં પેહલો ગવરનર કયો થયો?

ઉ૦ માર્ટીન. તેણે પાંદિચરી આબાદ કર્યું.

પ્ર૦ કયો ફ્રેંચ ગવરનર દેશી રાજ્યોના કજીયામાં પડવા લાગ્યો?

ઉ૦ મારટિન પછી દુમાસ થયો તે. એ બહુ સાહસિક હતો.

પ્ર૦ કર્ણાટકમાં કયો મુગલ સરદાર સ્વતંત્ર થયો?

ઉ૦ પ્રથમ સાદતખાં ને પછી તેનો ભત્રીજો દોસ્તઅલ્લી.

પ્ર૦ ચંદાસાહેબ કોણ હતો ને તેણે શું કર્યું?

ઉ૦ દોસ્તઅલ્લીનો જમાઇ. એણે ત્રિચીનાપલ્લીનો હીંદુ રાજા મુવા પછી દગાથી એ શહેર લઈ લીધું. તથા તંજાવરના મરેઠી રાજા કનેથી કારિકલ બંદર લેઇ ફ્રેંચને આપ્યું ને બીજો કેટલોક મુલક જીત્યો.

પ્ર૦ તંજાવરના રાજાની મદદે કયા મરેઠા સરદાર ચઢયા?

ઉ૦ મોરારીરાવ અને રઘુજી ભોંસલે કર્નાટક ઉપર ચઢી આવ્યા ને અંબુર આગળ નવાબ દોસ્તઅલ્લીને હરાવીને માર્યો.

પ્ર૦ તે પછી કર્નાટકનો નવાબ કોણ થયો?

ઉ૦ રઘુજીએ બસ ધન લેઇ દોસ્તઅલ્લીના દીકરા સફદરઅલ્લીને નવાબ ઠરાવ્યો ને ચંદાસાહેબને પકડીને સતારે લઈગયો.

પ્ર૦ ફ્રેંચોને ચંદ્રનગર શી રીતે મળ્યું?

ઉ૦ એ શહેર તેમણે ઔરંગજેબ પાસેથી વેચાતું લીધું હતું.

પ્ર૦ સન ૧૭૪૧માં પાંદિચેરીમાં કયો ગવરનર થયો?

ઉ૦ ચંદ્રનગરમાં ચતુર ને ધનવાન ગવરનર ડુપ્લે હતો

તેની બદલી પાંદિચેરી થઇ.

પ્ર૦ એ દુપ્લેની ધારણા કેવી હતી?

ઉ૦ અંગ્રેજને કહાડી ભરતખંડમાં ફ્રેંચ રાજ સ્થાપવાની.

પ્ર૦ કર્નાટકના નવાબ સફ્દરઅલ્લીને કોણે માર્યો?

ઉ૦ તેના એક સરદારે. તેથી તેનો છોકરો ને બેગમ મદ્રાસ અંગ્રેજને આશરે ગયાં.

પ્ર૦ કર્નાટકનીઅવ્યવસ્થામટાડવાનેકયોમુગલ સુબોઆવ્યો?

ઉ૦ દક્ષિણનો સુબેદાર નિજામ-ઉલ-મુલ્ક. તેને સફ્દરઅલીના બાળકને નવાબ ઠરાવી પોતાના એક અનુભવી સરદાર અનવરૂદીનને તે બાળકનો રક્ષક ઠરાવ્યો.

પ્ર૦ કર્નાટકનો નવાબ અનવરૂદ્દીન શી રીતે થયો?

ઉ૦ સફ્દરઅલ્લિનો દીકરો મરણ પામ્યાથી એ નવાબ થયો ને તે ફ્રેંચના પક્ષમાં હતો.

પ્ર૦ દુપ્લેએ અંગ્રેજ પાસેથી મદ્રાસ શી રીતે જીત્યું?

ઉ૦ યુરોપમાં ફ્રેંચ અને અંગ્રેજને લઢાઇ ચાલતી હતી તેથી દુપ્લેએ મદ્રાસને ઘેરો ઘાલ્યો.

પ્ર૦ દુપ્લેની મદદે કયો ફ્રેંચ સરદાર આવ્યો ?

ઉ૦ ફ્રેંચ તાબાના હીંદી મહાસાગરમાંના બેટોનો ગવરનર લાબોર્દોનેસ આવ્યો. ૧૭૪૬.

પ્ર૦ દુપ્લે ને લાબોર્દોનેસ વચ્ચે કેવો બનાવ હતો ?

ઉ૦ બનેને સંપ નહોતો. લાબોર્દોનેસે મદ્રાસ લીધું પણ દુપ્લેના અભિપ્રાયથી ઉલટી રીતે અમુક રકમ આપ્યાથી મદ્રાસ પાછું આપવાનો કરાર લાંચ લેઇ કર્યો ને ચાલ્યો ગયો.

પ્ર૦ દુપ્લેએ તે કરાર પાળ્યો કે નહીં ?

ઉ૦ દુપ્લેએ તે કરાર તોડી અંગ્રેજોને પાંદીચેરીમાં કેદ કર્યા.

પ્ર૦ નવાબને અને દુપ્લેને લઢાઈ થવાનું કારણ શું ?

ઉ૦ નવાબ મદ્રાસ માગ્યું તે ન આપ્યાથી નવાબ૧૦૦૦૦ માણસ લઈ ફ્રેંચ સાથે લઢયો તેમાં ફ્રેંચો જીત્યા તેથી અનવરૂદીન અંગ્રેજના પક્ષમાં ગયો.

પ્ર૦ અંગ્રેજને મદ્રાસ શી રીતે પાછું મળ્યું?

ઉ૦ અંગ્રેજને ઈંગ્લાંડથી મદદ આવ્યાથી પાંદિચેરી ઘેર્યું પણ કાંઈ વળ્યું નહીં. પરંતુ યુરોપમાં બંને વચ્ચે સંધી થયાથી મદ્રાસ પાછું મળ્યું. ઇ. સ. ૧૭૪૮.

પ્ર૦ સન ૧૭૪૮માં હિંદુસ્તાનમાં ને દક્ષિણમાં રાજ્યો-ની શી વલે હતી?

ઉ૦ ૧૨મો મુગલ પાદશાહ મહમદશાહ મુવો. સાદતખાં-નો ભત્રિજો સફદરજંગ અયોધ્યાનો સ્વતંત્ર નવાબ હતો. રોહિલા જાતના અફગાન રોહિલખંડના ધણી થઈ પડ્યા હતા. બંગાળા, બહાર, ને ઓઢીઆમાં અલિવર્દીખાન નવાબ હતો. એ વરશમાં શાહુ રાજા મરણ પામ્યો; તેથી મરેઠી રાજના ધણી પેસ્વા થયા. નિઝામ-ઉલ-મુલ્ક પણ ૧૦૪ વરસની ઉમરે એજ વરસમાં મુઓ. તેની રાજધાની ઔરંગાબાદમાં હતી. મૈહિસૂરમાં હૈદરનો ઉદય થયો હતો. કર્ણાટકની નવાબી માટે અનવરૂદ્દીન ને ચંદાસાહેબે લડાઇ કરી. ફ્રેંચને અંગ્રેજ માંહોમાંહે લઢતા ને દેશીરાજાઓના ટંટામાં માથું મારી કામ કાહાડી લેતા.

પ્ર૦ દેવીકોટા અંગ્રેજને શી રીતે મળ્યું?

ઉ૦ તંજાવરની ગાદી માટે બે ભાઇ વઢ્યા તેમની વચમાં પડ્યાથી અંગ્રેજને દેવીકોટા ને કેટલોક મુલક મળ્યો.

પ્ર૦ નિઝામ-ઉલ-મુલ્ક પછી કોણ નિઝામ થયું?

ઉ૦ તેનો વડો દીકરો દિલ્લી હતો તેણે નવાબી લેવાની પાડી તેથી તેનો દીકરો મુજફ્ફર વારસ થયો. પણ જામદારખાનું ને લશ્કર નાસીરજંગ નામે બીજા કુંવરના હાથમાં હોવાથી તે નિઝામ થયો તેથી મુજફ્ફર મરેઠાની કુમક લેવા સતારે ગયો. ત્યાં ચંદાસાહેબ સાથે પિછાન થઈ તે બંનેએ દુપ્લેની મદદ માગી તેથી દુપ્લેએ સાત લાખ રૂપિયા મરેઠાને આપી ચંદાસાહેબને છોડાવ્યો.

પ્ર૦ દુપ્લેએ ચંદા સાહેબનેઅને મુજફ્ફરને શી રીતેગાદીઅપાવી

ઉ૦ એ ત્રણેનાં લશ્કરે અનવરૂદ્દીનને હરાવી માર્યો. ફ્રેંચના બુસી સરકારે બહાદુરીથી જીંજીગઢ લીધો. ને મુજફ્ફર દક્ષિણનો સુબેદાર ને ચંદાસાહેબ કર્ણાટકનો નવાબ થયો તેથી ફ્રેંચને પાંદિચેરીની આસપાસનાં ૮૧ ગામ મળ્યાં સન ૧૭૪૯.

પ્ર૦ અનવરૂદ્દીન મરાયા પછી તેના દીકરાનું શું થયું?

ઉ૦ તેનો દીકરો મહમદઅલી ત્રીચીનાપલ્લીમાં જઈ ભરાયો.

પ્ર૦ મુજફ્ફરને દક્ષિણની સુબેદારી શી રીતે મળી?

ઉ૦ નાસીરજંગે મુજફ્ફરને હરાવી કેદ પકડ્યો તેને છોડાવવા બુસી આવ્યો તેવામાં નાસિરજંગને સરદારોએ મારી નાંખ્યાથી તેનું લસ્કર નાઠું. ત્યાં આગળ દુપ્લેએ દુપ્લે ફ્તેહાબાદ શેહેર વશાવી કિર્તીસ્થંભ ચણાવ્યો સન. ૧૭૫૦.

પ્ર૦ મુજફ્ફર શી રીતે મરાયો ને તેની ગાદીનું શું થયું?

ઉ૦ ઔરંગાબાદ જતાં રસ્તામાં મુજફ્ફરને તેના સરદારે મારી નાંખ્યાથી બુસીએ નિઝામ–ઉલ–મુલ્કના દીકરા સલાબતજંગને ગાદી આપી. સન ૧૭૫૧. સલાબતજંગનું રક્ષણ કરવા ફ્રેંચ ફોજ સાથે બુસી ત્યાં રહ્યો તેના બદલામાં નિઝામે ઉત્તરસરકાર ને મછલીપટણ જાગીરમાં આપ્યાં. આ વખતે ફ્રેંચો પુર ચઢતીમાં હતા.

પ્ર૦ ફ્રેંચને તોડી અંગ્રેજનો ઉદય કરનાર કોણ હતો?

ઉ૦ તે વખતે અંગ્રેજનો મળતીઓ મહમદઅલી હતો તેને ત્રિચીનાપલ્લીમાં ચંદાસાહેબ જીતવાની તૈયારીમાં હતો એટલામાં મદ્રાસના અંગ્રેજોમાં એક પચાંશેક વરસનો રાબર્ટ ક્લૈવ કરીને જુવાન વેપાર ખાતામાં નોકર હતો તેણે અંગ્રેજની ચઢતી કરી.

પ્ર૦ ક્લૈવ કેવા ગુણનો હતો?

ઉ૦ મરેઠી પ્રજાને જેમ શિવાજી મળ્યો તેમ અંગ્રેજને ક્લૈવ મળ્યો. તે સ્વભાવે ક્ષત્રી હતો. તેણે દુપ્લેની માફક અંગ્રેજનું રાજ્ય ભરતખંડમાં સ્થાપવાનો વિચાર કર્યો ને તે પાર પાડ્યો, તે ચતુર, કપટી, ને યુક્તિવાન હતો ને યુદ્ધમાં કુશળ હતો.

પ્ર૦ કલૈવે ફ્રેંચની પડતી અને અંગ્રેજની ચઢતી શી રીતે કરી?

ઉ૦ મહમદઅલીને ચંદાસાહેબ જીતવાની તૈયારીમાં હતો તે વખતે કલૈવે મદ્રાસના ગવરનરને કહ્યું કે મહમદઅલી ને બચાવવાનો રસ્તો એજ છે કે આપણે ચંદાસાહેબની રાજધાની અર્કાટ ઉપર ધુસવું.

પ્ર૦ કલૈવની યુક્તિ સફળ થઇ કે નહીં?

ઉ૦ મદ્રાસના ગવરનરે ૨૦૦ ગોરા ને ૩૦૦ કાળાની ફોજ આપી કલૈવને મોકલ્યો તેણે અર્કાટ જીત્યું.

પ્ર૦ ચંદાસાહેબે અર્કાટ પાછું લેવા શો ઉપાય કર્યો?

ઉ૦ તેના દીકરા રાજાસાહેબને દશહજાર માણસ આપી આર્કાટ લેવા મોકલ્યો તેણે આર્કાટને ઘેરો ઘાલ્યો, પણ ઘણું મથતાં પણ આર્કાટ ન જીતાયું ને છેલા હુમલામાં તેનાં ઘણાં માણસો મરાયાથી તેણે ઘેરો ઉઠાવ્યો તેથી કલૈવે તેની પાછળ પડી તેના લશ્કરનો નાશ કર્યો.

પ્ર૦ ત્રિચીનાપલ્લીના ઘેરાનું શું થયું?

ઉ૦ ઇંગ્લાંડથી લારેન્સ (કલૈવને લશ્કરી કેળવણી આપનાર) લશ્કર લઈ આવ્યો તેને અને કલૈવને ત્રીચીનાપલ્લી મોકલ્યા તેમની કુમકે તંજાવરનું લશ્કર આવ્યું. અહીં ભારે જુદ્ધો થયાં તેમાં અંગ્રેજ જીત્યા અને ચંદાસાહેબને તંજાવરના સેનાપતિએ માર્યો ને ફ્રેંચ ફોજને કેદ કરી.

પ્ર૦ ઔરંગાબાદમાં ફ્રેંચની કેવી સત્તા હતી?

ઉ૦ ત્યાં સલાબતજંગ પાસે બુસી પુર જોરમાં હતો. સુબેદારે તેને ૫૦ લાખનો મુલક આપ્યો હતો.

પ્ર૦ ફ્રેંચોએ ફરી ત્રીચીનાપલ્લીને કયારે ઘેરો ઘાલ્યો?

ઉ૦ તેવામાં કલૈવ વિલાયત ગયો. ત્યારે સન ૧૭૫૪ માં ડુપ્લેએ ત્રીચીનાપલ્લીને ઘેરો ઘાલ્યો. પણ લારેન્સે તેનો બચાવ કર્યો.

પ્ર૦ ડુપ્લેને ફ્રાન્સ કયારે બોલાવ્યો? ને તેના ગયા પછી ફ્રેંચ સત્તા કેવી રહી?

ઉ૦ સન ૧૭૫૪માં ફ્રેંચ સરકારે ડુપ્લેને બોલાવી લેઈ

લડે નહીં એવા સરદારને મોકલ્યો તેણે ૧૭૫૫માં બંનેની સત્તા કર્ણાટકમાં સરખી રહે એવી રીતે અંગ્રેજ જોડે સલાહ કરીને મહમદઅલી કર્ણાટકનો નવાબ થયો.

પ્ર૦ એ સલાહમાં મુખ્ય સરત શી હતી ?

ઉ૦ અંગ્રેજનેફ્રેંચે દેશીરાજ્યનાવઘરામાં પડવું નહીં. પણતે સરત એકેએ પાળી નહીં ને થોડી મુદતમાં લડાઇ સળગી.

પ્ર૦ કલેવ ફરીને ઇંગ્લાંડથી ક્યારે પાછો આવ્યો ?

ઉ૦ સન ૧૭૫૬માં મદ્રાસનો ગવરનર થઇને પાછો આવ્યો તેની સાથે નૌકાસેનાપતિ વાટસન પણ જબરૂં સૈન્ય લેઇ આવ્યો. પશ્ચિમ કાંઠે ચાંચીઆ લૂટ કરતા હતા તેમને સજા કરી તેઓ મદ્રાસ આવ્યા.

પ્ર૦ કલેવ ને વાટસન કલકત્તે શા માટે ગયા ?

ઉ૦ બંગાળાના નવાબે અંગ્રેજોને ભોંયરામાં રૂંધી માર્યાના માઠા સમાચાર મળ્યાથી તેઓ કલકત્તે ગયા તેવામાં યુરોપમાં અંગ્રેજને ફ્રેંચ વચ્ચે લડાઇ થયાના સમાચાર આવ્યા.

પ્ર૦ તેવામાં ફ્રેંચોની મદદે કયો સરદાર આવ્યો ?

ઉ૦ લાલી નામે સરદાર અંગ્રેજને જીતવા આવ્યો તેણે ઔરંગાબાદથી બુસીને પાછો બોલાવી લીધો તેથી નિજામ દરબારમાંથી ફ્રેંચ સત્તા તૂટી.

પ્ર૦ લાલી કેવા ગુણનો હતો?

ઉ૦ તે હોંસીલો.ચચળ.બહાદુરપણજુલમીનેઅવિચારી હતો?

પ્ર૦ લાલીએ આવી શું પરાક્રમ કર્યું ?

ઉ૦ તેણે અંગ્રેજનો ફોર્ટ સેંટડેવિડ જીત્યો ને મદ્રાસને ઘેરો ઘાલ્યો. એ વખતે ફ્રેંચ સરદારો લાલીના હુકમમાં રહ્યા નહીં. એવામાં અંગ્રેજને ઇંગ્લાંડથી મદદ આવ્યાથી લાલીને ઘેરો ઉઠાવવો પડયો. સન ૧૭૫૯.

પ્ર૦ પછી લાલીને બુસી ક્યાં ગયા?

ઉ૦ તેમણે વાંદીવાસને ઘેરો ઘાલ્યો પણ અયરકુટે તેમને હરાવી બુસીને કેદ પકડયો, પછી ફ્રેંચોની હાર થતી

ગોધ ને છેવટે ૧૭૬૧માં પાંદિચેરી પણ લીધું, લાલીને કેદ કરી મદ્રાસ આણ્યો. ને ફ્રેંચ રાજ્યનો સમાપ્તી કરી.

પ્ર૦ લાલીનું સ્વદેશ ગયા પછી શું થયું?

ઉ૦ તેને ફ્રેંચ સરકારે ગરદન માર્યો.

પ્ર૦ ફ્રેંચ ઇસ્ટ ઇંડિઆ કંપનીનું શું થયું?

ઉ૦ ફ્રેંચ સરકારે તે કંપનીનો પણ અંત આણ્યો.

પ્ર૦ ફ્રેંચોને પાંદિચેરી વગેરે પાછું મળ્યું કે નહીં!

ઉ૦ સલાહ થઇ ત્યારે મળ્યું પણ તે ફ્રેંચ સરકારે ખાલસા કર્યું ને ભરતખંડના રાજકાજમાં તેમણે હાથ નઘાલ્યો. ને અંગ્રેજ પ્રબળ થયા.

## પ્રકરણ ૧૪ મું.

### અંગ્રેજી રાજ્યની સ્થાપના.

પ્ર૦ દક્ષિણમા ફ્રેંચને અંગ્રેજ વઢતા હતા તે વખતે બંગાળામાં કયો નવાબ હતો ?

ઉ૦ અલિવર્દિખાન હતો. એણે મરેઠાને બળથી કે કળથી પાછા કહાડયા. અને અંગ્રેજનો બચાવ કરી તેમની પાસેથી નાણાં લીધાં.

પ્ર૦ મરેઠા ખાડો કોને કહે છે?

ઉ૦ મરાઠાના ડરથી અંગ્રેજે કલકત્તાની આસપાસ ખાડી ખોદી તેને.

પ્ર૦ અલિવર્દિખાંન કયારે મુવો ને તેના પછી કોણ થયું?

ઉ૦ સન ૧૭૫૬માં તેના પછી તેનો ૨૦ વરસનો પૌત્ર સુરાજઉદૌલા નવાબ થયો.

પ્ર૦ એ જુવાન નવાબ કેવો હતો ને એણે શું કર્યું?

ઉ૦ એ બુદ્ધિહીન, કાયર, ક્રુર ને રંડીબાજ હતો. એણે ધન મેળવવા પ્રજાને પીડી ને સારા ઘરની લાજ લૂટી. એનો માણસ અંગ્રેજને આશરે ગયો તેને આપી દેવા નવાબે ફરમાવ્યું. અંગ્રેજે તે ન માન્યાથી કાસીમ બજારની વખારો લૂટી ને કલકત્તા જીતવા આવ્યો.

પ્ર૦ નવાબ કલકત્તે આવ્યો ત્યારે અંગ્રેજોએ શું કર્યું?

ઉ૦ સન ૧૭૫૬માં નવાબ આવ્યો ત્યારે બૈરાં છોકરાંને અંગ્રેજોએ વહાણે ચઢાવી દીધાં ને ગવરનર પણ નાઠો. બાકી રહેલા નવાબને શરણે આવ્યા.

પ્ર૦ તાબે થએલા અંગ્રેજોનું શું થયું?

ઉ૦ નવાબે તાબે થયેલાને અભય વચન આપી કોટડીમાં પુર્યા. ત્યાં હવા પાણી વગર તેઓમાંથી ૧૨૩ સવાર સુધીમાં મરી ગયા ને માત્ર ૨૩ મરવાના હાલમાં જીવતા રહ્યા.

પ્ર૦ આ સમાચાર મદ્રાસ ગયા ત્યારે ત્યાંના ગવરનરે શું કર્યું?

ઉ૦ ત્યાં ક્લૈવ ગવરનર હતો તેને વાટસન ૯૦૦ ગોરા ૧૫૦૦ દેશી લશ્કર લેઇ મોકલ્યા. ને કલકત્તા જીત્યું.

પ્ર૦ આ સમાચાર સાંભળી નવાબે શું કર્યું?

ઉ૦ ક્લૈવે કલકત્તા જીત્યાના સમાચાર સાંભળી નવાબ લડવા આવ્યો, પણ અંગ્રેજી લશ્કર હાર્યું. પણ ચતુર ક્લૈવે આ વખત સંધી કરીને નવાબે લીધેલું પાછું લીધું ૧૭૫૭.

પ્ર૦ ફરી નવાબને અંગ્રેજ સાથે અણબનાવ શાથી થયો?

ઉ૦ અંગ્રેજ ને ફ્રેંચને એ વેળા લડાઇ ચાલતી હતી તેથી ક્લૈવે નવાબની મના છતાં ચંદ્રનગર લીધું તેથી.

પ્ર૦ અંગ્રેજને કહાડવાને નવાબ શો ઉપાય કરતો હતો?

ઉ૦ ફ્રેંચ સરદાર બુસીની મદદ મેળવી તેમને કહાડવાનું કરતો હતો.

પ્ર૦ અંગ્રેજે નવાબને કહાડવાનો શો ઉપાય કર્યો?

ઉ૦ નવાબનો ખજાનચી રાયદુર્લભ, સેનાપતિ મીરજાફરને મુર્શીદાબાદનો જગત શેઠ ફુટયા. તેઓ અંગ્રેજ અધિકારીઓ સાથે મળી નવાબને કહાડી મીરજાફરને ગાદી અપાવવા ઠરાવ કરવા લાગ્યા.

પ્ર૦ તેમણે શાશા ઠરાવ કર્યા?

ઉ૦ નવાબના ખજાનામાં કરોડો રૂપિઆ હતા, તેમાંથી અંગ્રેજ કંપનીને નુકશાન ભરી આપવું કંપનીને લાભકારી હક આપવા ને અંગ્રેજ અધિકારીઓને મોટી રકમો આપ

પવી તથા કાવતરામાંના દરેકને અમુક રકમ આપવી ઠ-રાવી. એ કાવતરામાં અમીચંદ દલાલ હતો તેણે નવાબના ખજાનામાંથી જે રકમ ઉપડે તે ઉપર સેંકડે પાંચ ટકા દલાલી માગી ને તેમન કરે તો બધી વાત નવાબને કહી દેવા તૈયાર થયો.

પ્ર૦ અમીચંદને આપવાની રકમ કેટલી થતી હતી?

ઉ૦ ત્રીશ લાખ રૂપીઆ, પણ તેટલું આપવાની બધાની મરજી નહતી પણ જો તેનું મન ન મનાવે તો મીરજાફર, જગત શેઠ ને રાયદુર્લભ માર્યાજાય માટે અમીચંદને છેતર્યો.

પ્ર૦ અમીચંદને છેતરવાનો શો ઉપાય કર્યો?

ઉ૦ કલૈવે બે લેખ તૈયાર કર્યા. એક અમીચંદને છેત-રવાનો ને બીજો જેમ ચાલવું હતું તેવો. છેતરવાના લેખમાં અમીચંદનું નામ દાખલ કર્યું ને વર્ત્તવાનામાં દાખલ ન કર્યું.

પ્ર૦ ખોટા લેખપર કોણે સહી ન કરી?

ઉ૦ વાટસને પણ તેની સહી બીજો કરે તો ભલે એમ જણાવ્યાથી તેમ થયું.

પ્ર૦ બધી તૈયારી થયા પછી કલૈવે શું કર્યું?

ઉ૦ એણે કહાવ્યું કે નુકશાન ભરી લેવા અગ્રેજ સેના આવે છે તે સાંભળી નવાબે લઢવાની તૈયારી કરી.

પ્ર૦ બંનેતરફનાં લશ્કર કેટલાં હતાં?

ઉ૦ અંગ્રેજ સેનામાં ૬૫૦ અંગ્રેજ ૨૧૦૦ દેશી ૧૦ તોપને ૧૬૦ ગોલંદાજ હતા ને સુરાજઉદવલા પાસે ૫૦૦૦૦ પાયદલ ૧૮૦૦૦ સ્વારને મોટું તોપખાનું હતું.

પ્ર૦ એ લઢાઈ કયાં ને કયારે થઈને તેમાં શું થયું?

ઉ૦ પ્લાસી આગળ ૧૭૫૭માં થઈને તેમાં કલૈવ જીત્યો.

પ્ર૦ જીત્યા પછી કલૈવે શું કર્યું?

ઉ૦ તેણે મીરજાફરને ગાદીએ બેસાડયો. ને ઠરાવ પ્ર-માણે કરોડો રૂપીઆ વેંહેચાયા. એકલા કલૈવને ભાગ ૨૫ લાખ આવ્યા એ વગર કંપની, કલકત્તાના વેપારીઓ, જ-મીનને વહાણની ફોજના સીપાઇને સરદારો વગેરેને પુષ્કળ

નાણું મળ્યું. પણ અમીચંદને કાંઇ ન મળ્યાથી તે ગાંડો થઇગયો.મીરજાફરનામનો નવાબ થયોને કર્ત્તાહર્ત્તાઅંગ્રેજથયા.

પ્ર૦ સુરાજઉદ્દેવલાનું શું થયું?

ઉ૦ તે પકડાયાર્થા મીરજાફ્રનાછોકરાએતેનેમારી નાંખ્યો.

પ્ર૦ આ રીતે બંગાળા, બહાર ને ઓરીઆ અંગ્રેજને મળ્યા ત્યારે હિંદુસ્તાનમાં શી અવસ્થા હતી?

ઉ૦ દિલ્લીમાં આલમગીર નામનો પાદશાહ હતો ને સઘળો અખિકાર તેના વજીર ગાજીઉદ્દીનના હાથમાં હતો. અહમદશાહ અબદલ્લીએ ચોથીવાર હિંદુસ્તાનમાં આવી દિલ્લી લુટી, મરેઠી રાજની સતા બાળાજી બાજીરાવને હાથ હતી. દક્ષિણમાં તેનો સામોવાળો નીજામ બુસીની મદદથી ટકી રહ્યો હતો.ફ્રાંસથી આવેલો લાલી અંગ્રેજ સાથે લઢતોહતો.

પ્ર૦ બંગાળામાં કલૈવે બીજું શું પરાક્રમ કર્યું?

ઉ૦ કંપનીએ તેને કલકત્તાનો ગવરનર નીમ્યો. આલમગીર પાદશાહ પછી શાહઆલમ થયો તેણે બંગાળાઉપર સ્વારી કરી. કલૈવે તેને નાણું આપી પાછો વાળ્યો ઉત્તર સરકારમાં બુસી ગયા પછી વિજાગાપટણનો રાજા આનંદરાજ અંગ્રેજને મળી ગયો. તેની મદદે લશ્કર મોકલી તે પ્રાંત જીતી આનંદરાજને આપ્યો ને મછલીપટણ રાખ્યું. વલંદાની મદદ મેળવી મીરજાફર અંગ્રેજના તાબામાંથી નીકળી જવા ચાહાતો હતો તેથી કલૈવે ચિન્સુરા જીતી વલંદાને હરાવ્યા. પછી ૧૭૬૦ માં તે વિલાયત ગયો. ને ત્યાં ઉમરાવ પદવી પામ્યો.

પ્ર૦ કલૈવ પછી ગવરનર કોણ થયું ને તે કેવો હતો?

ઉ૦ વાંસિટાર્ટ તે દમ વગરનો હતો. પણ અંગ્રેજને સુભાગ્યે તે વખતે ફ્રેંચસત્તા પડી ભાગી હતી ને પાણીપતની હારથી મરેઠા મુર્છાવશ હતા ને અંગ્રેજ સત્તાનોબચાવ કરવાને કલૈવના હાથ નીચે કેળવાએલા સરદારો હતા.

પ્ર૦ તે વખતે મિદજાફરની કેવી હાલત હતી?

ઉ૦ તેનો ખજાનો ખાલી હતો ને દેવાદાર થયો હતો.

પ્ર૦ તે વખતના અંગ્રેજોએ ન્યાલ થવાને શો માર્ગ લીધો?

ઉ૦ એક નવાબને કહાડી બીજાને બેસાડવાનો.

પ્ર૦ મીરજાફર પછી કોને ગાદી આપી?

ઉ૦ તેના ધનવાન જમાઈ મીરકાસમને.

પ્ર૦ મીરકાસમે શું શું આપ્યું?

ઉ૦ દેવાને પેટે કંપનીને કેટલાંક પ્રગણાં ને પાંચ લાખ રોકડા આપ્યા ને કૌન્સીલને ૨૦ લાખ લાંચ આપી તેમાંથી વાંસિટાર્ટને ૭ લાખ મળ્યા. ઈ. સ. ૧૭૬૦

પ્ર૦ મીરકાસમે કેવી રીતે રાજ ચલાવ્યું?

ઉ૦ એ હોંસીઆર. સ્વમાન સમજનારને રૈયતની દાઝ જાણનારો હતો. એણે ખર્ચ ઓછો કરી ખજાનો તર કર્યો. રાજધાની મોંગીરમાં કરી કવાયદી ફોજ ઉભી કરી. ન્યાય, ડહાપણ ને તેજીથી વર્તી રાજને આબાદ કર્યું?

પ્ર૦ અંગ્રેજે મીરકાસમને ગાદી આપી તે કામ કાયદાસર શી રીતે કર્યું?

ઉ૦ દિલ્લીના પાદશાહ શાહઆલમને હરાવી પટણે તેડી લાવ્યા. ત્યા મીરકાસમને બોલાવી પાદશાહને નજરાણું મુકાવી પાદશાહના સેવક કબુલાવ્યો તેથી તેણે તેને શિરપાવ આપી બંગાળા બહારને ઓરીસાનો નવાબ કબુલરાખ્યો,

પ્ર૦ મીરકાસમને અંગ્રેજ સાથે વાંધો પડવાનું કારણ શું?

ઉ૦ કંપનીના માલના રાહદારી દાણની માફી હતી પણ તે માફી કંપનીના દરેક નોકર જે ખાનગી વેપાર કરતા તે ભોગવવા લાગ્યા તેથી તેની રૈયતના વેપારીઓનો વેપાર ચાલતો નહીં ને દાણની ઉપજમાં ખોટ ગઈ, નવાબે એ અન્યાય દૂર કરવાને રાહદારી દાણ બધાનું માફ કરી નાકાં ઉઠાડી મૂક્યાં પણ તે કલકત્તાની કૌંસીલને પસંદ ન પડયાથી લડાઈ ઉઠી ઈ. સ. ૧૭૬૩-

પ્ર૦ કંપનીએ કોને નવાબ ઠરાવ્યો?

ઉ૦ ઘરડા ડોસા મીરજાફરને ગાદી આપી પટણા કબજે કર્યું. પણ મીર કાસમના થાણદારે તે ફરી જીતીને અંગ્રેજોને કેદ કર્યા.

પ્ર૦ એ બંને વચ્ચે મોટી લઢાઈ ક્યાં આગળ થઈ?

ઉ૦ ઘેરીઆ આગળ ત્યાં અંગ્રેજો બહુ મુશ્કેલીથી જીત્યા.

પ્ર૦ ઘેરીઆ આગળ હારી કાસમ ક્યાં ગયો ને ત્યાં શું થયું.?

ઉ૦ પટણે ગયોને તેણે અંગ્રેજોને કહાવ્યું કે તમે પટણે આવશો તો મારી કેદમાં ૧૫૦ અંગ્રેજો છે તેમને કતલ કરીશ તેની દરકાર ન કરતાં અંગ્રેજો પટણે આવ્યા ત્યારે મીરકાસમે કેદીઓને કતલ કર્યા. પટણાના આગલા ફોજદાર અંગ્રેજના મિત્ર રામનારાયણને નદીમાં ડુબાવીદીધો.

પ્ર૦ પછી અંગ્રેજ ફોજે શું કર્યું?

ઉ૦ પટણાને ઘેરો ઘાલી લીધું તથી મીરકાસમ અયોધ્યાના નવાબ સુજાઉદ્દવલા અને શાહઆલમને જઇ મળ્યો

પ્ર૦ એ ત્રણે જણાએ એકઠા મળી શું કર્યું?

ઉ૦ પટણાને ઘેરો ઘાલ્યો પણ અંગ્રેજોએ તેમને પાછા હઠાવ્યાથી તેઓ બકસર આગળ મુકામ કરી રહ્યા.

પ્ર૦ એવામાં અંગ્રેજી ફોજમાં બળવો થયો તેનું શું થયું?

ઉ૦ અંગ્રેજી લશ્કરમાં મનરો સાહેબ હતો તેણે બંડખોરના આગેવાન ૨૦ જણાનેતોપનેમોઢે ઉડાવીદીધાથીબળવો સમ્યો.

પ્ર૦ પછી મનરો ક્યાં ગયો ને શું કર્યું?

ઉ૦ બકસર જઇ ત્રણે જણાને હરાવ્યા ને તેમની ૧૫૦ તોપ પડાવી લીધી તેથી પાદશાહ તાબે થયો.

પ્ર૦ સુજાઉદ્દવલાએ શું કર્યું?

ઉ૦ મરેઠાની મદદ મેળવી ફરી લઢવા આવ્યો પણ હાર્યો ને તાબે થયો.

પ્ર૦ મીરજાફર ક્યારે મરણપામ્યો ને તેની જગાએ કોણથયું?

ઉ૦ સન ૧૭૬૫ માં મરી ગયાથી તેના દીકરા નાજીમઉદ્દવલાને પુષ્કળ પૈસા લેઇ કૌંસીલે ગાદી આપી.

પ્ર૦ કલૈવ વિલાયતથી ફરીને પાછો ક્યારે આવ્યો ને શું કર્યું?
ઉ૦ કંપનીના નોકરો ખાનગી વેપાર કરી કંપનીને નુકશાન કરતા હતા તે વાત વિલાયતમાં માલમ પડવાથી કલૈવને કૌંસીલથી સ્વતંત્ર અધીકાર આપી કલકત્તાનો ગવરનર ઠરાવ્યો તેથી તે હિંદુસ્તાન આવ્યો. સન ૧૭૬૫.

પ્ર૦ કલૈવે હિંદુસ્તાનમાં આવી શું કર્યું?

ઉ૦ કંપનીના નોકરોએ નજરાણાં લેવાં નહીં એ હુકમ અમલમાં લાવી અલ્લાહાબાદ ગયો. ત્યા જનરલ કાર્નકની છાવણીમાં શાહઆલમ ને સુજાઉદવલા શરણે આવેલા હતા ત્યાં કલૈવે દોસ્તીના કરાર કરી અયોધ્યા સુજાને અને કોરા ને અલ્લાહાબાદ પાદશાહને સ્વાધીન કર્યા.

પ્ર૦ એના બદલામાં કંપનીને શો લાભ થયો?

ઉ૦ બંગાળા, બહાર ને ઓઢીઆની ઉપજ વસુલ કરી વહીવટ કરવાનો અધિકાર પાદશાહે કંપનીને આપ્યો ને તેના બદલામાં કંપની દર વરશે ૨૬ લાખ રૂપિઆ પાદશાહને આપે એમ ઠરાવ્યું. એ રીતે ૨૫ા કરોડની વસ્તી ને ચાર કરોડની ઉપજના ત્રણ રસાળ પ્રાંતો અંગ્રેજને મળ્યા.

પ્ર૦ એ ત્રણે પ્રાંતો ખાલસા શી રીતે થયા?

ઉ૦ નવાબને દરસાલ ૫૦ લાખ પેનસન આપી ખાલસા કર્યા.

પ્ર૦ શાહઆલમે બીજા કયા પ્રાંતનો પટો આપ્યો હતો?

ઉ૦ ઉત્તરસરકારનો. પણ તે પ્રાંત નીજામ પાસે હતો માટે લાગ આવે તે હુકમનો અમલ કરવાનો હતો.

પ્ર૦ કંપનીના હુકમથી કલૈવે શા શા સુધારા દાખલ કર્યા?

ઉ૦ કંપનીના નોકરો પોતાનો ખાનગી વેપાર કરતા તે અટકાવ્યો તેના બદલામાં તેમનો પગાર વધાર્યો. લઢાઈ વધવાને લીધે લશ્કર વધતું ગયું હતું તેથી ખરચ ઘણું થતું, લશ્કરી માણસોને બેવડું ભાથું મળતું તે બંધ કર્યું. તેથી અંગ્રેજ સરદારો રીસાયા ને તેમાંથી એકે વખતે બસેં જણે રાજીનામાં મોકલ્યાં ને તેવામાં મરેઠા આવે છે એવી બુમ

ચાલી. પણ તેથી ન ડરતાં કલેવે તે કબુલ રાખ્યાં ને બંડ-ખોરને પરહેજ કરી નવા સરદારો મોકલવા મદ્રાસ લખ્યું. સરદારોની મદદે ગોરૂં લશ્કર ઉઠ્યું તેમના સામું દેશી લશ્કર ઉભું કરી તેમને નરમ પાડ્યા ને સઘળો બંદોબસ્ત કરી કલૈવ ૧૭૬૭માં વિલાયત ગયો ત્યાં તેને બહુ માન મળ્યું.

પ્ર૦ સન ૧૭૬૭થી ૭૨ સુધી કંપનીનો કારભાર કેવો ચાલ્યો?

ઉ૦ નવાબના વખતના દેશી ઇજારદાર ને નોકરથી વહીવટ ચાલતો. તેમની જોડે અંગ્રેજો પણ ગજવાં તર કરતા. સઘળે અન્યાય, લાંચ ને ચોટ્ટાઇ ચાલી રહી હતી. ઇગ્લાંડમાં કંપનીના ડીરેક્ટરો માત્ર સગા વહાલાને નોકરી અપાવવાપરજ લક્ષ આપતા.

પ્ર૦ એવામાં બંગાળામાં ક્યારે દુકાળ પડ્યો?

ઉ૦ સન ૧૭૬૮ માં. ને તેમાં લાખો આદમી ભૂખે મરીગયાં.

પ્ર૦ ડીરેક્ટરોએ બંગાળાના વહીવટની નવી ગોઠવણ શી ને ક્યારે કરી?

ઉ૦ સન ૧૭૭૨ માં. એ ગોઠવણમાં દેશી વહીવટદારોને બદલે અંગ્રેજ નીમ્યા.

પ્ર૦ વહીવટદારો બદલાયાથી દેશને ફાયદા ગેરફાયદા શા થયા?

ઉ૦ લોકોના જાન માલનો બચાવ થયો. કારભારીઓની અનીતિ ઓછી થઈ. કાયદા મુજબ રાજકારભાર ચાલ્યો. પણ રાજકાજમાંથી દેશીઓ નીકળ્યા તેથી એ સમજ ઓછી થઈ. પરદેશીઓને મોટા હોદ્દા મળવાથી દેશમાંથી ધન જવા લાગ્યું.

પ્ર૦ નવી ગોઠવણનો વહિવટ કરવા કયો ગવરનર આવ્યો ને તે કેવો હતો?

ઉ૦ વારનહેસ્તિંગ્સ. એણે કલૈવના હાથ નીચે કામ કર્યું હતું. તેથી તેણે કલૈવના ચણેલા મજબુત પાયા ઉપર અંગ્રેજી રાજની ઇમારત ચણી. ફોજદારી ને દિવાની અદાલતો કરી ને તેમને માટે કાયદા કર્યા.

પ્ર૦ હેસ્તિંગ્સે કેવાં કામ કર્યાં?

ઉ૦ કંપનીને એક કરોડ સાઠ લાખનું દેવું હતું તે આપવા પાદશાહને આપેલા અલહાબાદ ને કોરા પ્રાંત ૫૦) લાખ માટે અયોધ્યાના નવાબને આપ્યા. પાદશાહને ખંડણી આપવાની બંધ કરી કેમકે તે મરેઠાના હાથમાં હતો. ૪૦ લાખ રૂપિઆ અયોધ્યાના નવાબ પાસેથી લઈ ૨૦૦૦ રોહીલા મારી તેમનો મુલક નવાબને જીતી આપ્યો.

પ્ર૦ કલકત્તાનો ગવરનર, ગવરનર જનરલ ક્યારે થયો, ને શી રીતે થયો?

ઉ૦ મુંબાઇ, મદ્રાસ ને કલકત્તાના ત્રણે ગવરનરો સ્વતંત્ર હતા. પણ કંપનીના અધિકારીઓની અનીતિ અને જુલમની વાત વિલાયતમાં ફેલાયાથી આ દેશના રાજ વહીવટ માટે પાર્લામેંટે કાયદો કર્યો. તેમાં કંપની દર વરશે સનંદને બદલે ઈંગ્લાંડના રાજાને ૪૦ લાખ રૂપિઆ આપે, તથા બંગાળાનો ગવરનર મુંબાઇ ને મદ્રાસના ગવરનરોનો ઉપરી ઠરાવ્યો તથા કલકત્તામાં એ ગવરનર જનરલ નીમ્યો. તેને ને તેની કૉંસીલને હાથ હિંદુસ્તાનનો કુલ અધિકાર આપ્યો. સુપ્રીમ કોર્ટ સ્થપી. ઈ. સ. ૧૭૭૩.

પ્ર૦ ૧ લો ગવરનર જનરલ કોણ થયો?

ઉ૦ વારનહેસ્તિંગ્સ.

પ્ર૦ હેસ્તિંગ્સને એની કૉંસીલ સાથે કેમ ચાલતું?

ઉ૦ કૌંસીલમાં ફ્રાંસીસ કરીને એનો સામાવાળીઓ હતો તે વગર બારવલ, કલેવરિંગ ને માનસન એ ત્રણ હતા તેમાંના બે ફ્રાંસીસને મળી ગયા ને તેઓ દરેક વાતમાં હેસ્તિંગ્સની આડે આવ્યા.

પ્ર૦ તે વખતે અયોધ્યાનો નવાબ કયો હતો?

ઉ૦ સુજા મરી ગયાથી અસોફ નવાબ હતો. તેની પાસેથી કાસી પ્રાંત લેઈ કાસીના રાજાને આપી ૨૨ લાખ ખંડણી ઠરાવી.

પ્ર૦ અયોધ્યાના નવાબ પાસે કંપનીનું શાનું લેણું હતું?

ઉ૦ નવાબના રક્ષણ માટે અંગ્રેજી લશ્કર રાખ્યું હતું તેના ખર્ચપેટે ૨૬૬૦૦૦ દર માસે લેવાના ઠર્યા હતા તેનું લેણું ચઢયું હતું.

પ્ર૦ એ લેણું લેવાને હેસ્તિંગ્સે શો ઈલાજ કર્યો?

ઉ૦ નવાબની મા પાસે બે કરોડ રૂપિઆ હતા તેમની પાસેથી લેઇ આપવાને નવાબને કહ્યું પણ કોંસિલની મદદથી બેગમોએ આપ્યા નહીં, તેથી હેસ્તિંગ્સનું વજન ઘટયું.

પ્ર૦ હેસ્તિંગ્સ ઉપર કોણે ફરિઆદ કરી?

ઉ૦ નંદકુમાર નામે બ્રાહ્મણે.

પ્ર૦ નંદકુમારનું શું થયું?

ઉ૦ એના કામની તપાસ પણ કોંસિલરો કરતા હતા તેવામાં તેના ઉપર જુઠું ખત બનાવ્યાની તપાસ સુપ્રિમ કોર્ટમાં ચાલી તેમાં એ કોર્ટે નંદકુમારને ફાંસી દીધી.

પ્ર૦ કોંસીલમાં હેસ્તિંગ્સનું વજન ક્યારે વધ્યું?

ઉ૦ સન ૧૭૮૦માં ફ્રાંસીસ વિલાયત ગયો ત્યારે.

પ્ર૦ સન ૧૭૮૦માં હેસ્તિંગ્સને બીજાં રાજ્યો જોડે લઢવું પડયાથી પૈસા મેળવવાને એણે શી યુક્તિ કરી?

ઉ૦ કાસીના રાજા પાસેથી ૨૨॥ લાખ ખંડણી લેવી ઠરાવી હતી તેમાં પાંચ લાખનો વધારો કર્યો તે ન આપ્યાથી ૫૦ લાખ દંડ કરી તે વસુલ કરવા પંડે કાશી ગયો ને રાજા ચૈતસિંગને કેદ કર્યો. તેને તેની રૈયતે બળવો કરી છોડવ્યાથી ચૈતસિંગ નાશી ગયો પણ હેસ્તિંગ્સે બળવો સમાવી ચૈતસિંગના ભત્રીજાને ગાદી આપીને ૪૦લાખ ખંડણીના ઠરાવ્યા. ૧૭૮૧. અયોધ્યાના નવાબ પાસે પણ કંપનીનું એક કરોડ રૂપિઆ લેણું હતું તે વસુલ કરવા નવાબને બેગમોની જાગીરો જપ્ત કરવા રજા આપી. નવાબે તેમ કરી ૭૬ લાખ કંપનીને આપ્યા.

## પ્રકરણ ૧૫મું.

### મૈસૂરનું રાજ્ય.

પ્ર૦ મૈસુરમાં મુસલમાનો રાજ્ય કોણે સ્થાપ્યું ને તે પેહેલાં ત્યાં કોનું રાજ હતું?

ઉ૦ હૈદરઅલીએ. તે પહેલાં ત્યાં હિંદુ રાજ્ય હતું.

પ્ર૦ હૈદરઅલી કોણ હતો ને કેવો હતો?

ઉ૦ એનો દાદો પંજાબી ફકીર હતો તે ફકીરનો દીકરો ફતેહમહંમદ મૈસુરના લસ્કરમાં નોકર રહ્યો. તે લઢાઇમાં મુવો ત્યારે તેને બે નાના ૭ ને ૯ વરસના દીકરા હતાતેમાં સાત વરસનો હૈદર હતો તેઓ મામાવડે ઉછર્યા. હૈદર વાંચતાં લખતાં શીખ્યો નહોતો. એનો ભાઇ મૈસુરના લસ્કરમાં નોકર રહ્યો તેણે હૈદરને પણ નોકર રખાવ્યો.હૈદરની બુદ્ધિ શીવાજીને કલેવ જેવી હતી. સ્વભાવે સાહસીક, સૂરો, સાવધ, દાર્ઘદષ્ટીવાળો પણ ક્રુર ને કપટી હતો.

પ્ર૦ હૈદરે શી રીતે રાજ્ય સ્થાપ્યું?

ઉ૦ રાજાનો દીવાન નંદરાજ્ય હતો તેણે હૈદરને ઉંચે દરજ્જે ચઢાવ્યો. કર્ણાટકની લઢાઈઓમાં નંદરાજ્ય ભળતો તેથી હૈદરને પોતાની ટુકડીમાં માણસો વધારવાની રજા આપી હૈદરે લૂટારાનો જમાવ કર્યો. તેમને પગાર ન આપતાં ઉલટો લૂટમાં અર્ધો ભાગ લેતો તેથી તેની પાસે બહુ ધન થયું. નંદરાજને અને રાજાને ટંટો ચાલતો હતો તેમાં વચે પડી હૈદરે પ્રથમ નંદરાજને દીવાનગરી ઉપરથી કહાડયો ને પછી રાજાને વર્ષાસન આપી પદભ્રષ્ટ કરી પોતે રાજા થયો. ઈ. સ. ૧૭૬૧.

પ્ર૦ હૈદરે શી રીતે રાજ વધાર્યું?

ઉ૦ મૈસુર લીધા પછી હૈદરે બેદનૂર લુટયું તેમાં બહુ ધન મળ્યું. એ અને બીજાં આસપાસનાં હિંદુરાજ્યો રંજાડી બહુ મુલક મેળવ્યો ને સન ૧૭૬૬માં કાલીકોટના ઝામોરીન રાજા ઉપર સ્વારી કરી કાલીકોટ લૂટયું ને ઝા–

મોરીન બળી મુવો.

પ્ર૦ હૈદર ઉપર પ્રથમ કોણે સ્વારી કરી?

ઉ૦ પેશ્વા માધવરાવે કરીને હૈદરને હરાવી નમાવ્યો.

પ્ર૦ હૈદરનું બળ વધ્યું જોઇ કોણે કોણે એકકો કર્યો?

ઉ૦ મરેઠા ને નિઝામે. પણ નિઝામના પેટામાં અંગ્રેજ ભળ્યા. પેશ્વાને તે વાત ન ગમ્યાથી પેશ્વા એકલો હૈદર ઉપર ચઢ્યો ને હરાવી ભારે રકમ લીધી.

પ્ર૦ હૈદરના વકીલે સંધી કરતી વખતે પેશ્વાને શી બાબતમાં હાજર જવાબ દીધો હતો?

ઉ૦ પેશ્વાએ વકીલને કહ્યું કે હૈદર રાજાને કેદી તરીકે રાખે છે માટે અમે સંધી નહી કરીએ ત્યારે વકીલે કહ્યું કે "શ્રીમંત મહારાજ જે રસ્તો દેખાડે છે તે રસ્તે હૈદરઅલ્લી ચાલે છે" પેશ્વા ચુપ થઈ ગયો કેમકે તે પણ સતારાના રાજાને કેદી તરીકે રાખતા હતા.

પ્ર૦ નિઝામને અંગ્રેજની હૈદર સાથેની લઢાઇમાં શું થયું?

ઉ૦ હૈદરે નિઝામને ફોડીને પોતાના પક્ષમાં લેઇ અંગ્રેજ સાથે લઢાઇ કરી પણ અંગ્રેજ સેનાપતી સ્મીથે ત્રીનોમાલી આગળ હૈદરને નિઝામ બંનેના લસ્કરને હરાવ્યું ને તેવામાં નિઝામના રાજ ઉપર બંગાળાના લસ્કરે હુમલો કર્યાથી નિઝામે સંધી કરી. હૈદર એકલે હાથે લઢ્યો. મુબાઈના લસ્કરે માંગલુર જીત્યું પણ હૈદર સ્મીથની નજર ચુકાવી મદ્રાસ એકદમ જઈ ચઢ્યો તેથી મદ્રાસ સરકારેડરીને ઇ. સ. ૧૭૬૯ માં સંધી કરીને લઢાઇ અગાઉ જેમ હતું તેમ રાખ્યું.

પ્ર૦ હૈદરનો મોટો દીકરો કયો હતો?

ઉ૦ ટીપુ. તેણે આ લઢાઈમાં બહુ પરાક્રમ કર્યું હતું.

પ્ર૦ હૈદરને મરાઠા સાથે શાથી ફરીને ટંટો થયો?

ઉ૦ હૈદરે પેશ્વાને આપવાની ખંડણી ન આપ્યાથી માધવરાવને ત્રીંબક મામાએ હૈદરને ચીરકુલી આગળ હરાવી

તેના ગઢ જીતી તેને રાજધાની શ્રીરંગપટણમાં ઘેર્યો ત્યારે તેણે નાણાની મોટી રકમ ને પોતાના રાજ્યની ઉત્તર તરફનો ઘણો મુલક આપી સંધી કરી સન ૧૭૭૨.

પ્ર૦ આ લઢાઇમાં મદ્રાસ સરકારે કયી સરત તોડી?

ઉ૦ અંગ્રેજ સાથે સન ૧૭૬૯માં હૈદરે સંધી કરીતેમાં ઠરાવ હતો કે જરૂરને વખતે એકબીજાને મદદ કરવી એ ઠરાવની રૂએ હૈદર ઉપર મરેઠા ચઢયા ત્યારે હૈદરે અંગ્રેજનો મદદ માગી પણ તે મદ્રાસ સરકારે આપી નહી.

પ્ર૦ હૈદરને ફરીને રાજ વધારવાનો લાગ શાથી મળ્યો?

ઉ૦ પેશ્વા માધવરાવ મરણ પામ્યો, નારણરાવનું ખૂન થયું, અને રાઘોબાએ પેશ્વાઈ લેવા કજીઓ કર્યો તેમાં મરેઠાનું બળ નબળું થવાથી પેશ્વાને આપેલો મુલક હૈદરે લીધો, તથા કુર્ગ જીતી ત્યાંના રહેવાસીઓનાં માથાં કપાવીનાંખ્યાં

પ્ર૦ હૈદરને અંગ્રેજ સાથે ફરીને શાથી કજીઓ થયો?

ઉ૦ અંગ્રેજ ને ફ્રેંચવચ્ચે ૧૭૭૮માં લઢાઈ ચાલ્યાથી ફ્રેંચોનું માહી અંગ્રેજે લીધું. તેની નજીક હૈદરનો મુલક આવ્યાથી હૈદરે વાંધો લીધો. મરેઠા ચઢી આવ્યા ત્યારે અંગ્રેજે હૈદરને મદદ ન કર્યાથી હૈદર ગુસ્સે તો હતોજ. તથી હૈદર, મરેઠા ને નિજામ ત્રણે મળી અંગ્રેજનો નાશ કરવાનો વિચાર કર્યો ને હૈદર ૯૦૦૦૦માણસનું લશ્કર લેઇ કર્ણાટક ઉપર ચઢયો. ઇ. સ. ૧૭૮૦.

પ્ર૦ એ લઢાઇમાં શું પરિણામ આવ્યું?

ઉ૦ કર્નલબેલીના લશ્કરનો પોલાલોર આગળના સંગ્રામમાં નાશ કર્યો. પકડાયલાની કતલ ચલાવી તે હૈદરના લશ્કરમાં ફ્રેંચો હતા તેમણે અટકાવી.

પ્ર૦ તે વખતે અંગ્રેજસેનાપતિ કોણ હતો ને તેણે શું કર્યું?

ઉ૦ સર હેક્ટર મનરો તે બે મૈલ દુર હતો પણ બીહીને મદ્રાસ ભણી નાસી ગયો.

પ્ર૦ આ હારના સમાચાર સાંભળી બંગાળેથી કયો સરદાર આવ્યો ?

ઉ૦ કલૈવના હાથ તળે કેળવાયલો સરઈ.કૂટ ને હેસ્તિંગ્સે લશ્કર આપી મોકલ્યો તેણે સન ૧૭૮૧માં પોર્ટોનોવો, પોલીલોર ને સોલિંગર આગળ હૈદરને હરાવ્યો.

પ્ર૦ એ વખતે અંગ્રેજને બીજી કયી યુરોપી પ્રજા સાથે ટંટો થયે?

પ્ર૦ ડચ સાથે. તેથી તેમનાં નાગપટણ ને લંકામાંનું ત્રીકોમાલી જીતી લીધું.

પ્ર૦ હૈદરની મદદે એ વખતમાં કયા લોકો ચઢ્યા?

ઉ૦ ફ્રાંસથી ફ્રેંચ લશ્કર આવ્યું. અંગ્રેજને પણ વિલાયતથી મદદ આવી ને કેટલાક જય હૈદરને અને કેકલાક અંગ્રેજને મળ્યા પણ એટલામાં ૮૦ વરસની ઉમરે હૈદર સન ૧૭૮૨માં મુવો.

પ્ર૦ હૈદરની ઉપજ ખરચનો વહીવટ કરનાર કોણ હતું?

ઉ૦ પુર્ણીઆ અને કૃષ્ણરાવ નામે બ્રાહ્મણો-

પ્ર૦ હૈદર તેના છોકરા ટીપુ માટે કેટલી દોલત મૂકીમુવો?

ઉ૦ ત્રણ કરોડ રૂપીઆ લાખોનું ઝવેરાત ને એક લાખ ફોજ.

પ્ર૦ હૈદર મુવો ત્યારે ટીપુ કયાં હતો?

ઉ૦ ૪૦૦ મૈલ દૂર મલબાર કાંઠે, તે આવ્યો ત્યાંસુધી હૈદરના મરણની વાત છૂપી રાખી.

પ્ર૦ તે વખતે ટીપુની મદદે કોણ આવ્યું?

ઉ૦ ફ્રાંસથી ફ્રેંચ ફોજ લઈ બુઢો સરદાર બુસી આવ્યો, અંગ્રેજ સરદાર સ્ટુઅર્ટ હતો.

પ્ર૦ ટીપુ સાથે શાથી ને કયારે સંધી કરી?

ઉ૦ મદ્રાસના ગવરનર મકાર્ટની હીમત ખોઇ હેસ્તિંગ્સની મરજી વિરૂદ્ધ સંધી કરી. ૧૭૮૪. ટીપુએ કેટલાક કેદીઓને મારી નાખ્યા હતા ને કેટલાક કેદી દુઃખમાં સડતા હતા તે એ સંધીનીઃ એ છૂટયા.

પ્ર૦ ટીપુ સાથે ફરી લઢાઇ ક્યારે થઈને તેમાં શું થયું?

ઉ૦ ટીપુએ પાદશાહ પદ ધારણ કર્યું હતું તેની સાથે સન ૧૭૯૧માં લઢાઇ ઉઠી. ગવરનર જનરલ લોર્ડ કાર્નવાલીસ પંડેચઢયો ને અરધું રાજ્ય ને ભારે દંડલઇસંધીકરી૧૭૯૨.

પ્ર૦ ટીપુ સાથે છેલ્લી એટલે ચોથીવાર લઢાઇક્યારેસળગી?

ઉ૦ સન ૧૭૯૯માં. તેમાં અંગ્રેજ સેનાએ ૧૭૯૯ માં શ્રીરંગપટણ જીત્યું ને ટીપુ મરાયો.

પ્ર૦ ટીપુ મુવા પછી મેસૂરના રાજનું શું થયું?

ઉ૦ હૈદરના મુસલમાની રાજનો અંત લાવી અંગ્રેજે જુના હિંદુ રાજાના કુંવરને થોડું રાજ્ય આપી હાલનું મેસૂરનું રાજ બનાવ્યું ને બાકીનું અંગ્રેજ ને નિજામે વહેંચીલીધું.

## પ્રકરણ ૧૬ મું.

પ્ર૦ હેસ્તિંગ્સ સાહેબ ક્યારે વિલાયત ગયો ને શાથી?

ઉ૦ કાશીના રાજા સંબંધી અયોધ્યાની બેગમો સંબંધી ને હેસ્તિંગ્સનાં બીજાં કામ ડિરેક્ટરોને ન ગમ્યાથી રાજીનામું આપી સન ૧૭૮૫માં વિલાયત ગયો.

પ્ર૦ વિલાયત ગયા પછી તેનું શું થયું?

ઉ૦ તેના ઉપર કેટલાંક તહોમતો મુકાઈ કામ ચાલ્યું. તે સન ૧૭૮૮થી ૯૫ સુધી ચાલ્યું તેમાં હેસ્તિંગ્સ છુટી ગયો. પણ તેના કામમાં વકીલો વગેરેના તેને ૧૦લાખ ખર્ચથયા.

પ્ર૦ હેસ્તિંગ્સગયો ત્યારેકંપનીના વહીવટમાંશોફેરફારથયો?

ઉ૦ ઇંગ્લાંડના વજીર ફોક્સે એવો કાયદો કર્યો કે ડિરેક્ટરો માત્ર વેપાર કરે ને હીંદી રાજ વહીવટ પાર્લામેંટના નીમેલા અમલદાર કરે. પણ તે કાયદો નામંજુર થયો. ફોક્સ પછી પીટ પ્રધાન થયો તેણે ઠરાવ્યું કે ત્રણ ડિરેક્ટરોની ગુપ્ત મંડળી ઠરાવવી ને તેમના નામે કામ ચાલે ને તેઓ ઇંગ્લાંડના રાજાના પ્રધાનોમાંથી છ જણાની મંડળી ઠરાવી તેમના હુકમ પ્રમાણે ચાલે. એ છમાંનો પ્રમુખ હિં-

દનો પ્રધાન ગણાય. કલકત્તાની કૌંસિલમાં ચારમાંથી એક ઘટાડી ત્રણ મેમ્બરો ઠરાવ્યા ને તેમાં એક હિંદનો સેનાપતિ હોય. મુંબાઈને મદ્રાસમાં પણ કૌંસિલ સ્થાપી.

પ્ર૦ અર્કાટના નવાબને દેવું થયું હતું તેનું શું થયું?

ઉ૦ નવાબને ધીરનાર અંગ્રેજો હતા તેમાં કપટ ચાલ્યાથી સરકારે વચમાં પડી ઘણા ખર્ચે ને ઘણી મહેનતે પતાવ્યું.

પ્ર૦ હેસ્તિંગ્સ પછી ગવરનર જનરલનું કામ કોણે કર્યું?

ઉ૦ વીશ માસ સુધી હેસ્તિંગ્સથી ઉતરતા દરજ્જાના કૌંસીલરે કામ ચલાવ્યું.

પ્ર૦ તેના પછી ગવરનર જનરલ કોણ થયો?

ઉ૦ સન ૧૭૮૬માં લાર્ડકાર્નવાલીસ આવ્યો.

પ્ર૦ કાર્નવાલીસે આવીને શાશા બંદોબસ્ત કર્યા?

ઉ૦ અંગ્રેજી અમલદારોને કંકાસ કરતા ને ખોટી રીતે ધન લેતા અટકાવ્યા ને કામદારોના ટુંકા પગારહતા તે વધાર્યા.

પ્ર૦ એ વખતમાં નિજામે અંગ્રેજને કયો પ્રાંત આપ્યો.

ઉ૦ પાછલી સંધી પ્રમાણે ગંતુર આપ્યો.

પ્ર૦ ટીપુનું બળ વધતું અટકાવવાને કોણે એકો કર્યો?

ઉ૦ નિજામ ને પેશ્વાએ. તેમના સામો ટીપુ ગયો પણ તેમનાં લીધેલાં ગામ ને ચહેલી ખંડણી આપવાની સરતે નિજામ ને પેશ્વાએ સલાહ કરી.

પ્ર૦ ટીપુએ શાશાં ને કેવાં કામ કર્યા?

ઉ૦ કાનડા ને કુર્ગ ઉપર સ્વારી કરી ત્યાંના એક લાખ માણસ મુસલમાન કર્યાં. નિજામ ને મરેઠા સાથે સંધીકરી. મલબાર જીતી ત્યાં હજારો નાયર ને મુસલમાન કર્યા ને ઘણાને માર્યા. તેણે ૮૦૦૦ હિંદુ દેવાલય તોડયાં ને પેગંબર થવાની ધારણા કરી. સન ૧૭૮૯માં તેણે ત્રાવણકોર પર હુમલો કર્યો પણ હાર્યાથી ફરીને લડયો ને જીત્યો.

પ્ર૦ એ વખતે અંગ્રેજને અને ટીપુને શાથી લડાઇચાલી?

ઉ૦ ત્રાવણકોરનો રાજા અંગ્રેજનો દોસ્ત હતો માટે. તેમ

જ્યારે નિઝામે અંગ્રેજની મદદ માગી ત્યારે અંગ્રેજના મિત્ર સાથે લઢવું નહીં એ સરતે મદદ આપી. એ મિત્રના નામની યાદીમાં ટીપુનું નામ નહોતું તેથી ટીપુ નાખુશ તો હતોજ તેથી લડાઈ ચાલી.

પ્ર૦ એ લડાઈમાં શું પરિણામ થયું?

ઉ૦ મરેઠા ને નિઝામ અંગ્રેજને મળ્યા. અંગ્રેજ સેનાનો સેનાપતિ ગવરનર જનરલ પંડે થયો ને સન ૧૭૯૧માં બંગલુર લીધું ને અરિકેરાના રણમાં ટીપુ હાર્યો. બીજે વરસે ૧૭૯૨માં કાર્નવાલીસે શ્રીરંગપટ્ટણ ઘેર્યું તેમાં અર્ધું રાજ ને ત્રણ કરોડ રૂપિઆ અંગ્રેજને અને ૩૦ લાખ રૂપિઆ મરેઠાને આપ્યા ને સંધી કરી.

પ્ર૦ કાર્નવાલીસે જીતેલા મુલકની વહેંચણ શી રીતે કરી?

ઉ૦ કુર્ગ તેના અસલના રાજાને આપ્યો. ને બાકીનુ અંગ્રેજ, નિઝામ ને મરેઠા વચ્ચે વહેંચી લીધું.

પ્ર૦ શત્રુ પાસેથી મળેલા ધન સંબંધી શો રિવાજ હતો?

ઉ૦ કેટલોક ભાગ લશ્કરમાં વહેંચવાનો રિવાજ હતો તે પ્રમાણે કાર્નવાલીસને ભાગ પાંચ લાખ આવ્યા ને જનરલ મેડોસનો ભાગ તેમણે લશ્કરમાં વહેંચી આપ્યો.

પ્ર૦ બંગાળામાં કાર્નવાલીસે જમીનદારીની શી વ્યવસ્થા કરી?

ઉ૦ મુસલમાની વારામાં કાયમ જમીનદારો હતા તે મહેસૂલ વસુલ કરી સરકારમાં ભરતા. કંપનીએ તે મંજુર ન રાખ્યા. પણ પાછળથી દશ વરસના પટા કરી આપ્યા કાર્નવાલીસે તે પટા સન ૧૭૯૩માં વંશપરંપરાના કરી આપ્યા ને દર વરશે તેમની કનેથી અમુક રકમ લેવાની ઠરાવી.

પ્ર૦ કાર્નવાલીસે બીજું શું કામ કર્યું?

ઉ૦ દીવાની ફોજદારી કાયદા કર્યા. પણ કાયદાની ખામીને બીધે પોલીસ જુલમ કરવા લાગી.

પ્ર૦ કાર્નવાલીસ ક્યારે ગયો ને તેની જગાએ કોણ થયો?

ઉ૦ સન ૧૭૯૩માં. ને તેની જગાએ સરજાનસોર થયો

તેનો ઠરાવ હતો કે દેશી રાજના કામકાજમાં હાથ ન ઘાલવો.

પ્ર૦ આ ઠરાવથી છેવટ શું ફળ થયુ?

ઉ૦ મરેઠા ને ટીપુ મરજી માફક વર્તવા લાગ્યા. અંગ્રેજ જોડે લઢવા ટીપુ સજવા લાગ્યો ને પેશ્વાએ કર્દલાના યુદ્ધમાં નિજામને હરાવી નરમ કર્યો.

પ્ર૦ કર્ણાટકનો નવાબ મહમદઅલ્લી ક્યારે મુવો ને તેના રાજનું શું થયું?

ઉ૦ સન ૧૭૯૫ માં મુવો ને તેનો દીકરો ગાદીએ બેસાડયો. મરનાર નવાબનું કરજ ઘણું હતું તે કરોડો રૂપીઆ ખર્ચી પતાવ્યું. છેવટે સન ૧૮૦૧ માં નવાબને વર્ષાસન આપી તેનો મુલક મદ્રાસ ઇલાકામાં જોડી દીધો.

પ્ર૦ અયોધ્યાનો નવાબ ક્યારેમુવો ને તેના રાજનુંશું થયું?

ઉ૦ સન ૧૭૯૭માં મુવો. તે કમઅકલ ને વિષયી હતો. તેનો અનૌરસ પુત્ર વજીરઅલ્લી નવાબ થયો પણ શોર સાહેબે અસોફના ભાઇ સાદતઅલ્લીને બેસાડયો તેથી વજીરઅલ્લીએબળવોકર્યો.તે સમાવી તેને પકડી કાશીમાં કેદરાખ્યો.

પ્ર૦ શોરસાહેબક્યારેવિલાયતગયોનેતેનીજગાએકોણથયો?

ઉ૦ સન ૧૭૯૮માં. તેની જગાએ લાર્ડ માર્નિંગ્ટન થયો. એને આગળ જતાં લાર્ડ વેલસ્લીનો ઇલ્કાબ મળ્યો.

પ્ર૦ લાર્ડ વેલસ્લી કેવો હતો ને તેના વિચારકેવા હતા?

ઉ૦ તે બુદ્ધિમાન, હીમતવાન, વિદ્વાનને રાજકાજમાં કુશળ હતો. એણે દેશી રાજના રક્ષણ માટે ફોજો આપીતથા લઢાઈઓમાં ફતેહો મેળવી અંગ્રેજીરાજને સર્વોપરી બનાવ્યું.

પ્ર૦ દેશી રાજના રક્ષણ માટે ફોજો રાખવાનો રિવાજ કોણે કહાડયો હતો?

ઉ૦ હેસ્ટિંગ્સે. તેણે પ્રથમ અયોદ્ધાના નવાબને ત્યાં એવી ફોજ રાખી હતી. તે રીત કાર્નવાલાસ ને શોરને ન ગમી પણ વેલસ્લીને ગમી ને તે પ્રમાણે મદદ માગનારને ફોજો આપી તેમની પાસેથી તેનો ખર્ચ લીધો તથા અંગ્રેજની

રજા વગર કોઇ જોડે લડાઈ કે સલાહ ન કરે ને અંગ્રેજને જરૂર પડે ત્યારે કવાયતી લશ્કર રાખી મદદ કરે. મતલબ કે અંગ્રેજને તાબે રહી રાજ્ય કરે એમ ચલાવ્યું

પ્ર૦ કાર્નવાલીસ ને શોરના વખતમાં અંગ્રેજ તરફથી કયા રાજા નીકળી ગયા?

ઉ૦ નિજામ ઉપર મરેઠા ચઢયા ત્યારે સરત મુજબ અંગ્રેજે નિજામને મદદ ન કરી. તેથી નિજામે ફ્રેંચ ફોજ રાખી. સિંધીઆને ટીપુના લશ્કરમાં તો ફ્રેંચો હતાજ. તેથી અંગ્રેજી રાજ્યને ભય થયું. વેલસલીએ નિજામને સમજાવી ફ્રેંચોને કઢાવી અંગ્રેજી લશ્કર રખાવ્યું.

પ્ર૦ અંગ્રેજી મદદગાર લશ્કર કોણે ન રાખ્યું?

ઉ૦ નાના ફડનવીસ જે પેશ્વાનો દિવાન હતો તેણે. અંગ્રેજી રાજ્યના રક્ષણમાં જઈ સ્વતંત્રતા ખોવાનું તેને ગમ્યું.

પ્ર૦ લાર્ડ વેલસ્લીનાવખતમાં કોની સાથે પ્રથમ લડાઇ થઇ?

ઉ૦ ટીપુ સાથે. તે ફ્રાંસની મદદ મેળવવા પેરવી કરતો હતો ને ફ્રેંચ સરદારો નીચે પોતાના લશ્કરને કેળવ્યું હતું. તેથી ટીપુ સાથે લડાઇ કરવાની તૈયારી કરી.

પ્ર૦ ટીપુને પ્રથમ શો સંદેશો કહાવ્યો?

ઉ૦ ફ્રાંસની મદદ મેળવવા પ્રયત્ન કરે છે કે નહીં તે બાબત જવાબ માગ્યો તથા તે અને તેનો ભાઈ આર્થર વેલસ્લી (લાર્ડ વેલિંગ્ટન) મદ્રાસ આવ્યા ને નિજામના જેવા કરારથી દોસ્તી કરવાને લખ્યું પણ તે ટીપુએ માન્યુ નહીં ને ફ્રાંસના નેપોલિયનને તથા કાબુલના ઝમાનશાહને મદદ કરવા લખ્યું.

પ્ર૦ ટીપુ સાથે લઢવાની કેવી રીતે તૈયારી કરી?

ઉ૦ ૨૧૦૦૦ માણસ કર્ણાટકથી જનરલ હારીસની સરદારી નીચે, ૧૦૦૦૦ માણસની નિજામની મદદગાર સેના આર્થર વેલસ્લી ને કપ્તાન માલકમ આગળ ઉપર મુંબાઈનો ગવરનર થયો તેના હાથ નીચે, ને ૬૦૦૦ મુંબઇનું લશ્કર

જનરલ સ્ટુઅર્ટની સરદારી નીચે મલબાર કાંઠે આવ્યું.

પ્ર૦ ટીપુએ એ લડાઇની શી ગોઠવણ કરી?

ઉ૦ મુંબાઇના લશ્કરને સદાશિર આગળ અટકાવવા ટીપુ ગયો પણ ૨૦૦૦ માણસ મરવાથી પાછો હઠયો. જનરલ હારીસ સામો પંડે શ્રીરંગપટણથી ૪૦ મૈલ દૂર માલવેલી આગળ લઢયો તેમાં પણ હાર્યો તેથી આવીને રાજ્યધાનીમાં ભરાયો. પંડે નાઉમેદ થઈ ગયો ને ફકીરો પાસે બંદગી ને બ્રાહ્મણો પાસે અનુષ્ટાન કરાવવા લાગ્યો. પણ અંગ્રેજોએ સન ૧૭૯૯ માં શ્રીરંગપટણ લીધું ને ટીપુ મરાયો.

પ્ર૦ ટીપુ મરાયા પછી એના રાજ્યની શી વ્યવસ્થા કરી?

ઉ૦ હૈદરે ઉઠાડી મુકેલા રાજાના પાંચ વરસના કુંવરને થોડું રાજ્ય આપ્યું ને બાકીનું અંગ્રેજ ને નીજામે વહેંચી લીધું, ને ટીપુના છોકરાને જીવાઇ બાંધી આપી વેલોરમાં રાખ્યા.

પ્ર૦ સુરત અંગ્રેજને શી રીતે ને ક્યારે મળ્યું?

ઉ૦ સન ૧૮૦૦માં નવાબને પેન્શન બાંધી આપી સુરત ને તેનાં પ્રગણાં અંગ્રેજે ખાલસા કર્યાં.

પ્ર૦ વાયવ્ય પ્રાંતો અંગ્રેજને કોની પાસેથી ને શીરીતે મળ્યા?

ઉ૦ અયોધ્યાનો નવાબ સાદતઅલી જુલમ કરતો તેથી રાજ્યમાં ગેર બંદોબસ્ત હતો, તેનો લાડ વેલસ્લીએ બંદોબસ્ત કર્યો. ને તેની કુમક માટે રાખેલી ફોજના ખર્ચપેટે કેટલોક મુલક લીધો. તેનો આગળ જતાં "વાયવ્ય પ્રાંતો"નો ઇલાકો થયો.

પ્ર૦ લાર્ડવેલસ્લીને શા માટે રાજીનામું આપવું પડયું?

ઉ૦ હિંદના વેપારનો ઈજારો કંપનીને હાથ હતો. બીજા વેપારીઓને ૩૦૦૦ ટન સુધી માલની છુટી હતી; પણ વેલસ્લીનો વિચાર બિલકુલ છુટ આપવાનો હતો તે વિલાયતમાં ડિરેક્ટરોને ન ગમ્યાથી તેણે રાજીનામું મોકલ્યું પણ ડિરેક્ટરોએ એને એક વરસ વધારે રહેવા કહ્યાથી તે રહ્યો.

પ્ર૦ એ વરસમાં કોની સાથે ને શાથી ટંટો થયો?

ઉ० પાછળ કહ્યા પ્રમાણે મરેઠામાં કુસંપ પેઠો હતો તેમાં બાજીરાવને સીંધીઓ મળી ગયા તેથી જસવંતરાવ હોલ્કરે પુના લીધું તેથી બાજીરાવ નાશીને વસાઇ ગયો; ને અંગ્રેજ સાથે કરાર કર્યો કે પેશ્વાએ રક્ષણ માટે પુનામાં અંગ્રેજી ફોજ રાખવી ને તેનું ખર્ચ પેશ્વા આપે. તેથી અંગ્રેજે પુને જઈ બાજીરાવને ગાદી અપાવી.

પ્ર० બાજીરાવે કરેલી સંધી કોને ન ગમી?

ઉ० દોલતરાવ સીંધીઆને અને રાઘોજી ભોંસલેને. તેથી તેમની સાથે અંગ્રેજને લઢાઇ થઇ.

પ્ર० એ લડાઈની તૈયારી લાર્ડ વેલસ્લીએ શી રીતે કરી?

ઉ० આર્થરવેલસ્લી નવ હજાર ફોજ લઇ અહમદનગર ગયો. બીજી ૮૦૦૦ ફોજ ગોદાવરીને કાંઠે, ત્રીજી ફોજ કૃષ્ણા ને તુંગભદ્રાને કાંઠે, ૭૦૦૦ ગુજરાતમાં, ૩૫૦૦ અલ્લાહાબાદમાં બુંદેલખંડપર ચઢવાને, કટકપર ચઢવાને પાંચ હજાર ને હિંદુસ્તાનમાં ૧૦૫૦૦ ફોજ લાર્ડ લેક પાસે હતી. એ રીતે મરેઠાને ચારે તરફ ઘેર્યા.

પ્ર० એ વખતે મરેઠા રાજની સત્તા કેટલા મૂલકમાં હતી?

ઉ० દિલ્લીથી કાવેરી સુધી ને મહા નદીથી ખંભાત સુધી.

પ્ર० સિંધીઆ ને ભોંસલે પાસે કેટલું લસ્કર હતું?

ઉ० એ બંનેના ૫૦ હજાર સ્વાર. ૩૦ હજાર કવાયતી પાયદળ ને યુરોપી સરદારો નીચે ઘણું તોપખાનું હતું ને તે ઉપરાંત લૂટારૂ સ્વારો ઘણા હતા.

પ્ર० જસવંતરાવ હોલકર કયા પક્ષમાં હતો?

ઉ० તે એકે પક્ષમાં ન ભળતાં માળવામાં લુંટફાટ કરતો.

પ્ર० એ લડાઇમાં વેલસ્લીની ફોજે શું પરાક્રમ કર્યું?

ઉ० અહમદનગર જીતીને અસાઇ આગળ મરેઠી ફોજને હરાવી તથા આસીરગઢ ને બુરાનપુર લીધાં.

પ્ર० લાર્ડલેકની ફોજે શું પરાક્રમ કર્યું?

ઉ० સીંધીઆની ફોજને હરાવી દિલ્લી લીધી તેથી શા-

હઆલમ અંગ્રેજને હાથ આવ્યો. ત્યાંથી આગ્રા જીતીને મેવાડમાં લાસવારી આગળ સીંધીઆની જબરી ફોજને હરાવી.

પ્ર૦ બીજી અંગ્રેજી ફોજોએ શાં પરાક્રમ કર્યાં?

ઉ૦ ગુજરાતની ફોજે ભરૂચ ને પાવાગઢ લીધાં, અલાહાબાદની ફોજે બુદેલખંડ ને બીજી એક ફોજે કટક જીત્યું.

પ્ર૦ આર્ગામની લઢાઈ કોણે કરી, ને તેમાં શું થયું?

ઉ૦ જનરલ વેલસ્લીએ સીંધીઆ ને ભોંસલેની ફોજને આર્ગામ આગળ હરાવી. તેથી બંને જણાએ સંધી કરી.

પ્ર૦ ભોંસલેએ ક્યાં આગળ ને કેવી સંધી કરી?

ઉ૦ દેવગામ મુકામે સંધી કરી તેમાં કટક, બાલાસોર, ને વર્ધા નદીની પશ્ચિમનો મુલક આપ્યો ને નિજામને પેશ્વા સાથેનો વાંધો અંગ્રેજ મારફત પતાવવો તથા અંગ્રેજના પરદેશી શત્રુને નોકરીમાં ન રાખવા કબુલ કર્યું.

પ્ર૦ સીંધીઆએ ક્યાં ને કેવી સંધી કરી?

ઉ૦ સીરજી અજીનગામ આગળ સીંધીઆ સાથે સંધી થઇ તેમાં જમનાં ને ગંગા વચેનો મુલક આપવો, જેપુર, જોધપુર ને ગોહદની ઉત્તરના મુલક, અહમદનગર. ભરૂચ, ને અજંગઘાટને ગોદાવરી વચેના પ્રાંતો અંગ્રેજને આપ્યા. ઇ.સ. ૧૮૦૩, એ બીજી મરેઠી લઢાઇ ગણાય છે.

પ્ર૦ એ સંધીઓ થયાપછીકોનીસાથેઅંગ્રેજનેટંટો થયો?

ઉ૦ હોલ્કર સાથે. તેણે અંગ્રેજ પાસે મુલક માગ્યો ને અંગ્રેજ આશરા તળેનાં રજપુત રાજ્યો સતાવ્યાં તેથી લઢાઈ થઇ. સન ૧૮૦૪, એ ત્રીજી મરેઠી લઢાઇ ગણાય છે,

પ્ર૦ એ લઢાઈમાં શું થયું?

ઉ૦ પ્રથમ કર્નલમાનસનને હોલ્કરે હરાવ્યો ને હોલ્કરે દિલ્લી ઉપર હલ્લો કર્યો પણ હોલ્કર હાર્યો, તથા દીંગ આગળ ફ્રેજર ને માનસને તેને હરાવ્યો. લાર્ડ લેકે ફરૂકાબાદ આગળ હરાવ્યો ને દીંગ જીત્યો. હોલ્કરની રાજધાની ઈંદોર ને બીજા કિલ્લા લઇ ભરતપુરને ઘેરો ઘાલ્યો. જાટરાજાએ

અંગ્રેજને હંફાવ્યા પણ છેવટે સંધી કરીને ૨૦ લાખ રૂપીઆ આપ્યા.

પ્ર૦ હોલ્કર સાથેની લડાઈમાં ભરતપુરના રાજા સાથે શા માટે લડ્યા?

ઉ૦ તે હોલ્કરનો મીત્ર ને મદદગાર હતો માટે.

પ્ર૦ લાર્ડવેલસ્લી ક્યારે વિલાયત ગયો?

ઉ૦ ઈ. સ. ૧૮૦૫માં, ત્યાં તેનાં કામ ન ગમ્યાં પણ રૂપિઆ ૨૦ લાખ ઈનામ આપ્યું ને તેની મૂર્ત્તિ કંપનીના દીવાનખાનામાં રાખી.

## પ્રકરણ ૧૭ મું.

પ્ર૦ લાર્ડવેલસ્લી પછી કોણ ગવરનર જનરલ થયો?

ઉ૦ વેલસ્લીએ ઘણો મુલક મેળવ્યો તેથી ડિરેકટરોએ ધાર્યું કે ખર્ચ ઘણો થશે માટે લાર્ડ કાર્નવાલીસને વેલસ્લીની રીતથી ઉલટા ચાલવાની સરતે મોકલ્યો. તે લેક સાહેબની છાવણીએ જતાં રસ્તામાં મરણ પામ્યો.

પ્ર૦ લાર્ડકાર્નવાલીસપછીકોણથયું ને તેકેવા વિચારનો હતો?

ઉ૦ કૌંસીલનો મુખ્ય મેમ્બર સરજાર્જબાર્લો. તે પણ કાર્નવાલીસના જેવા વિચારનો હતો,

પ્ર૦ સરજાર્જબાર્લોએ કેવી રીતે રાજ ચલાવ્યું?

ઉ૦ તેણે લેક સાહેબનો મત નામંજુર કરી હોલ્કર જોડે સંધી કરી. તથા હોલ્કરની વારે સીંધીઆ ચઢયો હતો તેનું પણ મન મનાવ્યું ઈ. સ. ૧૮૦૫.

પ્ર૦ સન ૧૮૦૬માં જાણવા જોગ બનાવ શો બન્યો?

ઉ૦ વેલોરમાં અંગ્રેજી છાવણીની દેશીફોજે બળવો કર્યો. તેમાં ટીપુના છોકરા સામેલ હતા. એ બળવો અર્કાટમાંની કર્નલગાલેસ્પીની ટુકડીએ સમાવ્યો.

પ્ર૦ બાર્લો પછી ગવરનર જનરલ કયો થયો?

ઉ૦ સન ૧૮૦૭માં લાર્ડમીંટો થયો.

પ્ર૦ ત્રાવણકોર સાથે અંગ્રેજને શાથી અણબનાવ થયો ને તેમાં શું થયું?

ઉ૦ ત્રાંવણકોરના દીવાને કેટલાક અંગ્રેજને દરીઆમાં ડુબાવ્યા તેથી અંગ્રેજે તે રાજ સન ૧૮૦૯માં જપ્ત કર્યું, દીવાને આપઘાત કર્યો ને તેના ભાઈને ફાંસી દીધી. એ રાજ સન ૧૮૧૩માં રાજાને પાછું આપ્યું.

પ્ર૦ મારીસ. બુર્બો વગેરે ટાપુ ક્યારે જીત્યા?

ઉ૦ એ ટાપુઓ ફ્રેંચને તાબે હતા. ફ્રેંચો સાથે અંગ્રેજને તે વખતે લડાઈ હતી તેથી એ બેટો અંગ્રેજે જીતીલીધા.

પ્ર૦ તે વખતે પંજાબમાં કયો રાજા હતો ને તેની સાથે શી સંધી કરી?

ઉ૦ શિખ રાજા રણજીતસીંગે પોતાનું રાજ મજબુત કર્યું હતું તેની સાથે વકીલ મોકલી લાર્ડ મીન્ટોએ સંધી કરી કે સતલજના જે કાંઠા તરફ અંગ્રેજી રાજ હતું તે તરફના તાલુકદારોને તેણે છેડવા નહીં.

પ્ર૦ લાર્ડ મિન્ટોએ બીજા કોની સાથે સંધી કરી ને શી?

ઉ૦ સિંધ, કાબુલ. ને ઇરાનના રાજા સાથે. તેમાં ઠરાવ કર્યો કે તેમના મુલકમાં અંગ્રેજના દુશ્મનને પેસવા દેવા નહીં.

પ્ર૦ લાર્ડ મિંટોએ બીજા ક્યા મુલકનો બંદોબસ્ત કર્યો?

ઉ૦ બુંદેલખંડમાં બખેડો હતો ત્યાં ફોજ મોકલી સમાવ્યો.

પ્ર૦ મીંટોની જગાએ ક્યારે ને કોણ ગવરનર જનરલ થયો?

ઉ૦ સન ૧૮૧૩માં લાર્ડ હેસ્તિંગ્સ.

પ્ર૦ એ સાલમાં કંપનીના વહીવટમાં શો ફેરફાર થયો?

ઉ૦ સન ૧૭૯૩માં કંપનીને ચીન ને હિંદુસ્તાન સાથે વેપાર કરવાનો ઇજારો વીશ વરસનો મળ્યો હતો ને મુદત પુરી થયાથી ભરતખંડમાં વેપાર કરવાની સર્વને છુટ આપી. માત્ર ચીનનો ઇજારો કંપનીને આપ્યો વળી એજ સાલમાં અંગ્રેજી ધર્મનો વહિવટ કરવાને કલકત્તામાં બીશપની નીમણુક થઇ ને તેનાથી ઉતરતા પુરોહિત મુંબાઇને મદ્રાસમાં નીમ્યા.

પ્ર૦ લાર્ડ હેસ્તિંગ્સ કેવો હતો?

ઉ૦ સન ૧૮૧૪માં તે કલકત્તે આવ્યો. તે હોંશીઆર ને

અનુભવી હતો. એણે નવ વરસ સુધી ખબરદારી ને દૃઢતાથી અમલ ચલાવી અંગ્રેજી રાજ વધાર્યું ને આબાદકર્યું.

પ્ર૦ એને પ્રથમ કયા રાજ સાથે લઢાઈ થઇ ને શાથી?

ઉ૦ નેપાળમાં ગુરખા લોકોનું રાજ હતું તેમણે અંગ્રેજનાં માણસો મારી નંખાવી કેટલોક મુલક દબાવ્યો; તેથી સન ૧૮૧૪માં લઢાઇ થઈ.

પ્ર૦ એ લઢાઇમાં શું પરિણામ આવ્યું?

ઉ૦ ગુરખા લોક શૂરા હતા. તેઓ અંગ્રેજ સામે ઠરીને લઢયા ને તેમના હુમલા પાછા વાળ્યા. પણ બીજે વરસે જનરલ આક્ટરલોનીએ ગુરખાને હરાવ્યા. તેથી કેટલોક મુલક આપી ગુરખા રાજાએ સંધી કરી; સન ૧૮૧૬.

પ્ર૦ એ વખતે મરેઠી રાજની સ્થિતી કેવી હતી?

ઉ૦ પેસ્વાને ગાયકવાડે અંગ્રેજી મદદની ફોજ રાખી હતી. તેમાં ગાયકવાડ અંગ્રેજને તાબે રહ્યાથી આજ સુધી ટકયો ને પેશ્વાએ છુટવાનો યત્ન કર્યાથી ગાદી ગુમાવી. દોલતરાવ સીંધીઆએ સન ૧૮૧૦મા ગ્વાલાયરમા ગાદી કરી. જશવંતરાવ હોલકર ગાંડો થવાથી તેનું રાજ અમીરખાન નામે પઠાણ ચલાવવા લાગ્યો. તે મોટો કપટી લુટારો હતો.

પ્ર૦ અમીરખાએ ઉદેપુરનારાણાને કયીદુષ્ટસલાહઆપી?

ઉ૦ રાણાને કૃષ્ણાકુમારી નામે એક બહુ રૂપાળી કુંવરી હતી તેને વરવા માટે જોધપુરને જેપુરના રાજા લઢયા. અમીરખાએ રાણાને સલાહ આપી કુંવરીને ઝેરદેઇ મરાવી.

પ્ર૦ બાજીરાવ કોની સલાહથી ચાલતો ને તે કેવો હતો?

ઉ૦ ત્રીંબકજી ડેંગલે નામે એક નાચ માણસને બાજીરાવે દીવાન ઠરાવ્યો તેણે જુલમ કર્યો ને તેના બધા લાચીઆ ને જુઠા થઇ ગયા તેઓ અન્યાય કરવા લાગ્યા.

પ્ર૦ તે વખતે પેશ્વાના દરબારમાં કોણ રેસીડેંટ હતો?

ઉ૦ સન ૧૮૧૭મા માઉન્સ્ટુઅર્ટ એલફિન્સ્ટન.

પ્ર૦ અંગ્રેજથી છુટવાને પેશ્વાએ કોની સાથે મસલહત કરી હતી?

ઉ૦ સીંધીઆ. હોલ્કર ને ભોંસલે જોડે.

પ્ર૦ પેશ્વાએ શું ઘાતકી કામ કર્યું?

ઉ૦ ગાયકવાડ પાસે પેશ્વાનું લેણું હતું તે પતાવવા અંગ્રેજની બાંહેધરીથી ગાયકવાડનો દિવાન ગંગાધર શાસ્ત્રી પુને આવ્યો તેને પેશ્વાની ઇચ્છાથી ત્રીંબકજીએ પંઢરપુર-માં મરાવી નાંખ્યો.

પ્ર૦ તેથી અંગ્રેજે ત્રીંબકજીની શી વલે કરી?

ઉ૦ બાજીરાવને ધમકાવી ત્રીંબકજીને પકડાવી મગાવી થાણામાં કેદ કર્યો પણ ત્યાંથી તે નાઠો ને બાજીરાવના પૈ-સાથી લશ્કર ઉભું કરવા લાગ્યો.

પ્ર૦ બાજીરાવને કબજામાં લેવા અંગ્રેજે શા ઉપાય કર્યા?

ઉ૦ તેની સાથે ૧૮૧૭ માં ફરી સંધી કરી તેથી તેનો અધિકારને મુલક ઘટયો પણ બહુ દ્વેષ વધ્યો. તે કપટી પણ મોઢે મીઠો હતો. વળી બુદ્ધિહીન, નામર્દ ને દુરાચારીહતો.

પ્ર૦ પીંઢારા કોણ ને કેવા હતા?

ઉ૦ તે વખતે મધ્ય હિંદમાં હજારો લૂટારાનાં ટોળાં થયાં હતાં. દશરા પછી તેઓ ચારે દિશાએ ફેલાઇ ગામ લૂટ-તા ને લોકો પીડતા. એ ટોળાં પ્રથમ દક્ષિણમાં થયાં ને મરેઠા ફોજ પાછળ તેઓ જતા. તેમના સરદારોને નર્મદા કાંઠે મરેઠા સરદારોએ જમીન આપી હતી. સન ૧૮૧૨માં પીંઢારા સાઠ હજાર હતા.

પ્ર૦ પીંઢારાનું કામ કરનારા બીજા કયા લોકો હતા?

ઉ૦ પીંઢારા વગર અતીતને ગોસાંઇ લોકો પણ હથીયાર બાંધી મરેઠાની નોકરીમાં રહ્યા ને કેટલાક બળાત્કારે અના-જને નાણાં ઉઘરાવતા. ભીલ, કોળી, ગરાસીઆ, કાઠીને પ-ઠાણોની ધાડો પણ પડતી. કેટલાક બારવટીઆ રાજા ફોજ રાખી કેર કરતા એવો એ વખત હતો.

પ્ર૦ ભોંસલેના રાજનો કારભાર તે વખતે કેવો ચાલતો?

ઉ૦ રઘુજી ૧૮૧૬ માં મરણ પામ્યો, તેની પછી પરશુ

સાજી થયો તે હોલેદીલ હતો તેથી તેના કાકાનો દીકરો આપાસાહેબ કારભાર કરતો તેણે અંગ્રેજની ફોજ રાખી તેને લગતી સરતો કબુલ કરી. પરંતુ તે બાજીરાવ સાથે મળી ગયો.

પ્ર૦ પીંઢારાનો બંદોબસ્ત કરવાની તથા રૈયતના જાનમાલનું રક્ષણ કરવાની હેસ્તિંગ્સે કેવી યોજના કરી?

ઉ૦ સન ૧૮૧૭માં તેણે ૧૧૬૦૦૦ ફોજને ૩૦૦ તોપ એકઠી કરી જુદે જુદે ઠેકાણે રાખીને પીંઢારાને ઘેરી લીધા. કેટલીક ફોજ લેઈ પંડે ગ્વાલિયર આવ્યો. તથા ગુજરાત.ખાનદેશ ને વરાડમાંની ફોજોને નાકાં ઘેરતી માળવામાં મોકલી. વળી પીંઢારા નાસી ન જાય માટે પુના, નાગપુર, આગ્રા, સિકંદ્રાબાદ. હૈદ્રાબાદ ને કલિંજરમાં લશ્કરની ટુકડીઓ રાખી.

પ્ર૦ પીંઢારાના કયા કયા સરદારો હતા ને તેમનું શું થયું?

ઉ૦ ચીતુ, કરીમખાન અને વસીલ મહમદ એ ત્રણ મૂખ્ય પીંઢારા નાયક હતા. તેમના કિલ્લા સરજાન માલ્કમે જીત્યા તેથી ચીતુ હોલ્કરના લશ્કર સાથે ભળી ગયો. તે હોલ્કર હાર્યા પછી નાઠો. તેને વાઘે જંગલમાં મારી નાખ્યો. કરીમખાન અંગ્રેજને શરણે આવ્યો ને વસીલ મહમદ સીંધીઆને તાબે થયો. એ રીતે પીંઢારાનો ભય ટાળ્યો.

પ્ર૦ ટાંકના રાજની સ્થાપના શી રીતે ને કોણે કરી?

ઉ૦ પીંઢારા સામી અંગ્રેજની તૈયારી જોઈ અમીરખાન તાબે થયો તેથી અંગ્રેજે ટાંકનું રાજ્ય તેને આપ્યું. તે તેના વંશજો ભોગવે છે.

પ્ર૦ સર ચાર્લ્સ મેટકાફે કોની કોની જોડે સંધીઓ કરી?

ઉ૦ ઉદેપુર, જોધપુર, જેપુર, બુંદી, કોટા ને ભોપાળના રાજાઓ અંગ્રેજને તાબે થયા તેથી તેમની જોડે સંધી કરી.

પ્ર૦ મરેઠાની સંતલસમાંના કોણે પ્રથમ લડાઇ આરંભી?

ઉ૦ બાજીરાવે સન ૧૮૧૭ માં.

પ્ર૦ એ લઢાઇમાં દરેક તરફ કેટલું લશ્કર હતું ને તેમાં શું થયું?

ઉ૦ બાજીરાવ પાસે ૧૮૦૦૦ સ્વાર, ૮૦૦૦ પાયદળ ને

૧૪ તોપ ને અંગ્રેજ તરફ ૮૦૦ યુરોપી ને ૨૦૦૦ દેશી સિપાઈ હતા. બાજીરાવે અંગ્રેજની છાવણી પુના પાસે ખડકી ગામમાંહતી ત્યાં હુમલો કર્યો પણ પાછોહઠી પૂનામાં ભરાયો.

પ્ર૦ અંગ્રેજી ફોજની મદદે કોણ આવ્યું?

ઉ૦ ચંદા ડુંગરમાં જનરલ સ્મીથની ફોજ હતી તે.

પ્ર૦ જનરલ સ્મીથે શું પરાક્રમ કર્યું?

ઉ૦ પુનાલેઈ બાજીરાવને નસાડયોનેબાજીરાવનીપુઠે પડયો.

પ્ર૦ બાજીરાવે ફરીને ક્યાં આગળ લઢાઇ કરી?

ઉ૦ કોરીગામ આગળ પેશ્વા ૨૫૦૦૦ સ્વાર લેઇ અંગ્રેજના ૮૦૦ માણસો ઉપર પડયો પણ છેવટે નાઠો.

પ્ર૦ છેલ્લી લઢાઇ ક્યાં આગળ ને કયા મરેઠા સરદારે કરી?

ઉ૦ પેશ્વાના સેનાપતિ બાપુ ગોખલે સોલાપૂર ને પંઢરપૂર વચ્ચે આસ્ટેગામ આગળ લઢાઇ કરી તેમાં ગોખલે મરાયો.

પ્ર૦ સતારાના રાજનું શું થયું?

ઉ૦ સન ૧૮૧૮ માં અંગ્રેજે સતારા લીધું ને પેશ્વાનો બાવટો ઉતારી શીવાજીનો વાવટો ચઢાવ્યો ને થોડો મુલક સતારાના રાજાને આપ્યો.

પ્ર૦ પેશ્વાનું છેવટ શું થયું?

ઉ૦ તે રઝળી રખડી છેવટે માલકમને શરણે ગયો. તેણે રાજ્ય લેઇ પેશ્વાને મોટું વરસાસન બાંધી આપ્યું. પેશ્વા કાનપુર પાસે બીથુરમાં રહયો. ત્યાં સન ૧૮૫૩માં મુવો તેનો દત્તપુત્ર નાના સાહેબ સન ૧૮૫૭ના બળવામાં સામેલ થવાથી નાઠો ને માર્યો ગયો. એ રીતે પેશ્વાનો વંશ પુરો થયો.

પ્ર૦ ત્રીંબકજી ડેંગલેનું શું થયું?

ઉ૦ તેપકડાયોત્યારે તેનેજીવતાસુધીચુનારગઢમાં કેદ રાખ્યો.

પ્ર૦ પેશ્વાના રાજ્યનો બંદોબસ્ત કોણે ને શીરીતેકર્યો?

ઉ૦ માનસ્ટુઅર્ટ એલફિન્સ્ટન સાહેબે પેશ્વાનો મુલક ખાલસા કરી જમીનદારોનાં ગામ તેમની કને રહેવા દીધાં તથા ઉદાર દીલથી સારો બંદોબસ્ત કરી જમીનદારોને તથા લોકોને શાંત પાડયા.

પ્ર૦ ભોંસલેના રાજનું શું થયું?

ઉ૦ પરસાજીને મારી આપાસાહેબ રાજનો ધણી થયો. બાજીરાવ પછી તેણે નાગપુરની અંગ્રેજી ફોજ ઉપર હુમલો કર્યો.

પ્ર૦ તે વખતે રેસીડેંટ કોણ ને કેવો હતો?

ઉ૦ જેન્કિન્સ સાહેબ હતો તે પણ હોંશીઆરને દૃઢ હતો.

પ્ર૦ બંને તરફ કેટકેટલી ફોજ હતી ને તેમાં શું થયું?

ઉ૦ આપાસાહેબ પાસે ૧૮૦૦૦ ને અંગ્રેજ તરફ માત્ર ૧૪૦૦ હતી. પણ તેમાં મરેઠા હાર્યા. જેન્કિન્સે સખ્ત કરાર કરી રાજ પાછું સોંપ્યું. પણ ફરીને લઢયો ને રાજ ખોઇ છેવટે જોધપુરમાં જીવતર પુરૂં કર્યું.

પ્ર૦ નાગપુરના રાજનો અંગ્રેજે શો બંદોબસ્ત કર્યો?

ઉ૦ રઘુજીના પૌત્રને રઘુજી બીજો નામ આપી ગાદી આપી. તે ૧૮૫૩માં મુવાથી તેનું રાજ ખાલસા કર્યું.

પ્ર૦ બાજીરાવના મલતીઆ હોલકરના રાજનું શું થયું?

ઉ૦ એ રાજ તુલશીબાઇને હાથ હતું તે અંગ્રેજ તરફ હોવાથી સરદારોએ તેને મારી નાંખી. મલાહરરાવ હોલકર બાળક હતો. હોલકરની ફોજ ૨૦૦૦૦ સરસ સ્વારોની હતી. તેને અંગ્રેજે હરાવી સંધી કરી ને રજપુત રાજ્યો પરની ખંડણીનો દાવો છોડી હોલકરનું રાજ અંગ્રેજના રક્ષણમાં આવ્યું. સન ૧૮૧૭

પ્ર૦ લોર્ડ હેસ્તિંગ્સે શાંશાં સારાં કામ કર્યાં?

ઉ૦ તેણે રાજનો સારો બંદોબસ્ત કરી તાબાના રાજાને ઠરી ઠામ પાડ્યા. પીંઢારાનો નાશ કરી રૈયતના જાન માલનું રક્ષણ કર્યું. કંપનીના રાજની પેદાશમાં વધારો કર્યો. નિશાળો સ્થાપી, કેળવણી આપવાનો આરંભ કર્યો. પ્રથમ વર્તમાનપત્ર એના વખતમાં પ્રગટ થયું. એને માત્ર હૈદ્રાબાદમાં પામરની કંપનીની શાહુકારી પેઢી હતી તેને આશ્રય આપી ખરાબી કરી તેજ કામ ખોટું કર્યું.

પ્ર૦ લાર્ડ હેસ્તિંગ્સ ક્યારે વિલાયત ગયો?

ઉ૦ સન ૧૮૨૩માં. ત્યાં ઇંગ્લાંડના રાજાએ તથા કંપ-
નીએ એને બહુ ધન તથા માન આપ્યું.

## પ્રકરણ ૧૮ મું.

પ્ર૦ લાર્ડહેસ્તિંગ્સ પછી ગવરનરજનરલ કોણને ક્યારે થયો?

ઉ૦ લાર્ડ આમ્હર્સ્ટ સન ૧૮૨૩માં થયો.

પ્ર૦ એણે પ્રથમ શું સારૂં કામ કર્યું?

ઉ૦ પામરની કંપનીનાદેવામાં ડુબતા નિજામને છોડવ્યો.

પ્ર૦ એના વખતમાં બીજો મોટો બનાવ શો બન્યો?

ઉ૦ બ્રહ્મદેશના રાજાએ સન ૧૮૨૩માં અંગ્રેજનો એક
બેટ કબજે કર્યો ને અંગ્રેજના મિત્ર કાચારના રાજા ઉપર
સ્વારી કરી તેથી તેની સાથે લઢાઇ કરી.

પ્ર૦ એ લઢાઈમાં સેનાપતિ કોણ હતું ને તેમાં શું થયું?

ઉ૦ જનરલ કેમ્પબાલ હતો તેણે રંગુન લીધું ને બ્રહ્મી
ફોજને નસાડી બીજે વરસે (૧૮૨૪માં) માર્ટાબાન, આરા-
કાન વગેરે લીધાં ને નામીચા બ્રહ્મી સેનાપતિ મહાબંદુલાને
હરાવીને માર્યો. છેવટ અંગ્રેજ સેના બ્રહ્મી રાજધાની આવા
આગળ આવી ત્યારે રાજાએ કરોડ રૂપિઆ ને આશામ,
આરાકાન. ટીનાસરીમ વગેરે પ્રાંતો આપી સલાહ કરી.

પ્ર૦ આ લઢાઈના સંબંધમાં અંગ્રેજીકઇ પલટણે બળવો કર્યો?

ઉ૦ બ્રહ્મ દેશમાં ગએલી ફોજને પહેલે વરસે હવા પાણી
ની હરકતો નડવાથી ઘણાં માણસ મુવાં તથા બ્રહ્મી લોક
ને જાદુ આવડે છે એવી વહેમી વાતો ફેલાયાથી દેશી સી-
પાઇ ડરી ગયા તેથી બરાખપુરની પલટણોને બ્રહ્મદેશ જવા
ફરમાવ્યું ત્યારે ૪૭ મી પલટણે ના કહ્યું તેથી તેમનાપર
તોપો ચલાવી તેમાંના કેટલાકને પકડ્યા, કેટલાકને માર્યા
ને કેટલાક બરતરફ કર્યા.

પ્ર૦ ભરતપુરના રાજા સાથે શા માટે લઢાઇ થઇ ?

ઉ૦ સન ૧૮૨૫માં ભરતપુરનો રાજા મુવાથી તેની ગાદી
અંગ્રેજે તેના ભાઇ બળદેવસિંગને આપી પણ તે મુવાથી

ગાદીનો બીજો દાવાદાર તેનો પિત્રાઇ દુર્જનશાલ હતો તેણે બળદેવના કુંવરને કેદ કરી રાજ્ય લીધું. તેથી અંગ્રેજે ભરતપુર જીતી બળદેવના કુંવરને ગાદી આપી.

પ્ર૦ આમ્હર્સ્ટ પછી ગવરનર જનરલ કોણનેક્યારેથયો?

ઉ૦ સન ૧૮૨૮ માં આમ્હર્સ્ટ ગયો ને લાર્ડબેંટિક થયો.

પ્ર૦ એણે કયા કયા બંદોબસ્ત કર્યા?

ઉ૦ મૈસુરનો રાજ્ય વહિવટ રાજાની વતી સરકારે હસ્તક લીધો ને કુર્ગનો રાજા દુષ્ટ હતો ને અંગ્રેજની શીખામણ ન માની તેથી તેનું રાજ્ય લેઈ લીધું.

પ્ર૦ બેંટિક સાહેબે શા શા સુધારા દાખલ કર્યા?

ઉ૦ લશ્કરીને મુલકી ખર્ચમાં ઘટાડો કર્યો. દેશીઓને મોટી નોકરી આપવાનો ધારો કર્યો. ન્યાયખાતામાં મુનસફને સદર અમીન ઠરાવી ૩૫૦૦૦ સુધીના દાવા ચુકવવાનો અધિકાર આપ્યો. કચેરીઓમાં ફારસીમાં કામ ચાલતું તે દેશી ભાષામાં ચલાવવાનો કાયદો કર્યો, વાવ્ય પ્રાંતોમાં જમાબંધીનો બંદોબસ્ત કર્યો. જમીનદારોના હક મુકરર કર્યા, સતી થવાનો ચાલ અટકાવ્યો, ને પ્રજાને ધર્મ સંબંધી છુટ આપી

પ્ર૦ સતી થવાનો ચાલ અટકાવવા બીજા કોણેમેહેનતકરી?

ઉ૦ કલકત્તામાંબ્રહ્મસમાજના સ્થાપનાર રામ મોહનરાયે.

પ્ર૦ ફાંસીઆ કોણ નેતેનોબંદોબસ્ત શી રીતે કર્યો?

ઉ૦ ભરતખંડના મધ્યભાગમાં મૂળે મુસલમાન ભવાની નામની દેવીને માનતા. તેઓ માનતાકે દેવી માણસના ભોગથી પ્રસન્ન થાયછે તેથી રસ્તામાં જનાર જાત્રાળુને મારી દેવીને ભોગ આપતા ને તેમનો માલ ચોરી લેતા. તેઓ જાત્રાળુને કે વેપારીને કે એવે બીજે વેશે ભટકતાને મુસાફર ભેગા ભળી જઇ લાગ આવે ગળેફાંસો દેઈ મારી નાંખતા. એ ઠગ કહેવાતા. એ ઉજળા ઠગ પકડાતા નહીં તેમને ખોળી નાખુદ કરવાને મેજરસ્લીમાનને નીમ્યો. તેણે ફાંસીઆના ગામ શોધી ઘણાને સજા કરીને કેટલાકને જબલપુરમાં

લાવી તંબુ બનાવવા વગેરે ઉદ્યોગ કરતાં શીખવ્યા.

પ્ર૦ બેંટિંકે નિશાળખાતામાં શો સુધારો કર્યો?

ઉ૦ કંપનીના મતવિરૂદ્ધ હેસ્તિંગ્સની સ્થાપેલી નિશાળોમાં સંસ્કૃત, ફારસી ને અરબીમાં કેળવણી મળતી પણ લોક સ્થિતિ સુધરે તેમ નહીં લાગ્યાથી અંગ્રેજીમાં કેળવણી આપવાની આજ્ઞા કરી અને એના પછીના ગવરનર જનરલે અંગ્રેજી ને દેશી બંને ભાષામાં કેળવણી આપવાની ગોઠવણી કરી.

પ્ર૦ એના વખતમાં ઇંગ્લાંડજવાનોકયોનવોમાર્ગ નીકળ્યો?

ઉ૦ અત્યાર સુધી કેપ આવ ગુડ હોપને ફરીને જવાતું. આ વખતે આ દેશમાં આગબોટો આવી તેથી લાલસમુદ્રમાં ને મિસરમાં થઇ વિલાયત જવાનો રસ્તો નીકળ્યો.

પ્ર૦ ગુના કરનાર રાજાને નવાબને સજા થવાનો ચાલ ક્યારે પડયો ?

ઉ૦ દિલ્લીના પોલીટીકલ એજંટને ફીરોજપુરના નવાબે મરાવ્યાથીતેમારનારનેઅનેનવાબને અંગ્રેજેફાંસીદીધીત્યારથી.

પ્ર૦ કંપનીના ઇજારા સંબંધી એના વખતમાંશાઠરાવ થયા?

ઉ૦ સન ૧૮૩૪માં ઈજારાની મુદત પૂરી થયાથી ઇંગ્લાંડના રાજ્ય અધિકારીઓએ ચીનને હિંદુસ્તાન સાથે વેપાર કરવાની સર્વ અંગ્રેજી પ્રજાને છૂટ આપી. કંપનીને માત્ર રાજ્ય ભોગવવાની નવી સનંદ આપી.

પ્ર૦ બેંટિંક ક્યારે વિલાયત ગયો ને તેનું કામ કોણે કર્યું?

ઉ૦ એ ભલો સાહેબ સન ૧૮૩૫માં ગયાથી તેનું કામ નવો ગવરનરજનરલઆવતાસુધી સરચાર્લ્સમેટકાફે ચલાવ્યું.

પ્ર૦ સરચાર્લ્સ મેટકાફે શું ઉપકારનું કામ કર્યું?

ઉ૦ એક સારો કાયદો કરી છાપખાનાને છૂટી આપીતે.

પ્ર૦ નવો ગવરનર કોણને ક્યારે આવ્યોનેક્યારે ગયો?

ઉ૦ સન ૧૮૩૬માંલાર્ડઆકલાંડઆવ્યોને૧૮૪૨માંગયો.

પ્ર૦ એના વખતમાં કયા ચાર બનાવો બન્યા?

ઉ૦ ૧ અયોધ્ધામાં બંડ, ૨ સતારાના રાજાનું કાવતરૂં,

૩ અફ્ઘાનીસ્તાન જોડે લઢાઇ ને ૪ ચીન જોડે લઢાઇ.

પ્ર૦ અયોધ્યાના બંડનો બંદોબસ્ત શી રીતે કર્યો?

ઉ૦ અયોધ્યાના નવાબને ઇંગ્લાંડના મહારાજાએ પાદશાહની પદવી આપી હતી. સન ૧૮૩૭ માં અયોધ્યાનો પાદશાહ મુવાથી તેના કાકાને અંગ્રેજે ગાદી આપી. પણ બેગમે એ બીજાને ઉભો કર્યો તેથી બળવો થયો તે અંગ્રેજે સમાવ્યો.

પ્ર૦ સતારાના રાજાના કાવતરાનું શું થયું?

ઉ૦ સન ૧૮૩૯માં અંગ્રેજની સામા થવાને સતારાનો રાજા કાવતરૂ કરવા લાગ્યાથી તેને કહાડી બીજાને બેસાડ્યો.

પ્ર૦ અફ્ઘાનીસ્તાન સાથે અંગ્રેજને શા માટે લઢાઇ થઇ?

ઉ૦ બેંટિકના વખતમાં રૂશસરકારનાં માણસ વાયવ્ય ખુણાનાં રાજ્યો જોડે મળી અંગ્રેજની ખોદણી કરતાં હતાં, તેથી તથા વેપાર વધારવાને સિંધના અમીરને ભાવલપુરના નવાબ જોડે બેંટિકે સંધી કરી હતી. અફ્ઘાનીસ્તાનના દુરાની પાદશાહ શાહસુજાએ રાજ્ય ખોયાથી અંગ્રેજની મદદ માગતો હતો તેથી બેંટિકે પંજાબના મહારાજા રણજીતસિંગ સાથે મળી તેને મદદ આપી. શાહસુજાનું રાજ્ય તેના ભાઇ મહંમદે લીધેલું ને મહંમદ પાસેથી બારકજીજાતના દોસ્ત મહંમદે લીધેલું તેના પર અંગ્રેજની મદદ લેઈ શાહ સુજા ગયો પણ કાંઈ ન વળ્યાથી અંગ્રેજને આશરે આવી લુધીઆનામાં રહેતો. લાર્ડ આકલાંડે સન ૧૮૩૭માં દોસ્ત મહંમદ સાથે દોસ્તી કરવા વકીલ મોકલ્યો પણ કાંઇ વળયું નહીં તેથી શાહસુજાને ગાદીએ બેસાડવાનો આકલાંડ સાહેબે ઠરાવ કરી લઢાઇ કરી.

પ્ર૦ એ વખતમાં ઈરાની ફોજ કયો ગઢ જીતવા આવી?

ઉ૦ હેરાતગઢ જીતવાને રૂશ સરકારની શીખવણીથી ઇરાની ૪૦ હજાર ફોજ આવી. એ ગઢ દુરાની શાહજાદાને કબજે હતો તેણે અને તેના દરબારમાં કોઈ પાટીંજરનામે અંગ્રેજ હતો તેણે ઈરાની લોકને ના ઉમેદ કરી પાછા કહાડ્યા.

પ્ર૦ ઓકલાંડે શાહસુજાને ગાદી આપવા શી ગોઠવણી કરી?

ઉ૦ રણજીતસિંગ સાથે સલાહ કરીને તેની, અંગ્રેજની ને શાહસુજાની ફોજ સરજાનકીનની સરદારી નીચે બોલાન માર્ગે કંદહારમાં દાખલ થઇ ને ત્યાં સન ૧૮૩૯માં શાહ સુજાને ગાદીએ બેસાડ્યો. પણ અફગાન સરદારો શાહ સુજાના પક્ષમાં આવ્યા નહીં.

પ્ર૦ એજ વરસમાં અંગ્રેજી ફોજે બીજું શું પરાક્રમ કર્યું?

ઉ૦ અંગ્રેજી નૌકા ફોજે કરાંચી જીતી સિંધના અમીરોને સેહેમાં રાખ્યા.

પ્ર૦ એ વરસમાં કયો માઠો બનાવ બન્યો?

ઉ૦ શાહસુજાનો પક્ષકાર ને અંગ્રેજનો મીત્ર મહારાજા રણજીતસીંગ મરણ પામ્યો.

પ્ર૦ કંદહારથી અંગ્રેજી ફોજ ક્યાં ગઇ ને તેણે શું કર્યું?

ઉ૦ ગીજનીજઇ જીતીને કાબુલલેઇ શાહસુજાને ગાદી આપી.

પ્ર૦ કંદહારના લસ્કરને બીજું કયું લસ્કર આવી મળ્યું?

ઉ૦ ખયબરઘાટને માર્ગે બીજું લસ્કર જલાલાબાદ વગેરે જીતી ને કાબુલ આવી મળ્યું.

પ્ર૦ દોસ્તમહમદનું શું થયું?

ઉ૦ તે બોખારાભણી નાઠો. પણ ૧૮૪૦ માં શરણે આવ્યો.

પ્ર૦ પોતાનો હેતુ પાર પાડી અંગ્રેજી ફોજે શું કર્યું?

ઉ૦ જનરલ નાટની સરદારી નીચે થોડું લસ્કર કંદહારમાં, જનરલ એલફિન્સ્ટન નીચે કાબુલમાં, ને કર્નલસેલને જલાલાબાદ મોકલી લસ્કર પાછું ગયું.

પ્ર૦ મુંબાઇના લસ્કરે પાછાં વળતાં શું પરાક્રમ કર્યું?

ઉ૦ ખેલાતનો ખાન સામો થયો હતો માટે ખેલાતગઢ જીત્યો.

પ્ર૦ અફગાનીસ્તાનમાં ફરીને બળવો કોણે ને ક્યારે કર્યો ને તેમાં શું થયું?

ઉ૦ સન ૧૮૪૧માં ખીલજી પઠાણોએ જલાલાબાદ જ-

તો કર્નલસેલ ઉપર હુમલો કર્યો તે મહા મુશીબતે ત્યાં પ-
હોંચ્યો ને ત્યાં કિલ્લો સમરાવ્યો. પણ ખીલજીનું જોઇ બી-
જી જાતો ઉઠી ને કાબુલની અંગ્રેજી છાવણી પર હુમલો
ર્ક્યો. તેમનો આગેવાન દોસ્તમહંમદનો દીકરો અકબરખાન
હતો. તેણે કપટથી અંગ્રેજના વકીલ મેકનાટનને મારી નાં-
ખ્યો. અંગ્રેજ સેના ગભરાટમાં પડી બાવરી બની ગઇ ને
અંગરેજનું નામ બોળે એવી સરતે હિંદુસ્તાન આવવાનું
કબુલ્યું ને શાહસુજાને રાખી સન ૧૮૪૨માં અંગરેજસેના
પાછી વળી બંડખોરોએ શાહસુજાને મારી નાંખ્યો ને અં-
ગ્રેજ સેના ઉપર હુમલો કર્યો. ખાવાનું ન મળવાથી, ટા-
ઢથી ને કાબુલીના હુમલાથી સેનાની ખરાબી થઇ માત્ર ડા.
કટર બ્રાઇડોન બધાના નાશની ખબર લઇ જલાલાબાદ પ-
હોંચી શક્યો. જનરલસેલ જલાલાબાદમાં ને જનરલ નાટ
બહાદુરીથી બીજી મદદ આવતાં સુધી ટકી રહ્યા. એ મદદ
આકલાંડના ગયા પછી જનરલ પોલોકની સરદારી નીચે ગઈ.

પ્ર૦ ચીનની લઢાઇ શાથી થઈ ને તેમાં શું થયું?

ઉ૦ ચીનમાં હિંદુસ્તાનથી ઘણું અફીણ જતું ને ચી-
નાની ઘણી ખરાબી થતી. તેથી ચીનના માહારાજાએ ચી-
નમાં અફીણ લાવવાની મના કરી પણ વેપારીઓ ચોરીથી
લાવવા લાગ્યા. તે ચોરી અટકાવવા ચિનાઇ અધિકારીઓએ
અંગ્રેજી રૈયતને પીડા કરી તથા નુકશાન કર્યું તેથી જનરલ
ગાફની સરદારી નીચે સન ૧૮૪૦માં આકલાંડ સાહેબે
લસ્કર મોકલ્યું. એ લસ્કરે ચીનાઇ ફોજ હરાવ્યાથી સલાહ
થઈ, તેમાં હાંગકાંગ બેટ અંગ્રેજને મળ્યો તથા ચાર ચી-
નાઇ બંદરોમાં વેપાર કરવાની છૂટી મળી. ૧૮૪૨

પ્ર૦ આકલાંડક્યારે વિલાયત ગયોને તેના પછી કોણઆવ્યો?

ઉ૦ સન ૧૮૪૨માં.એના જવાથીલાર્ડ એલેનબરો આવ્યો.

# પ્રકરણ ૧૯ મું.

પ્ર૦ લાર્ડ એલનબરોના વખતમાં કયા મોટા બનાવો બન્યા?

ઉ૦ એના વખતમાં ત્રણ મોટા બનાવ બન્યા. ૧ અફઘાનીસ્તાન ઉપર વેર વળવાની સ્વારી, સિંધ દેશ જીતી લેવો, ૩ સિંધીઆ જોડે લઢાઇ.

પ્ર૦ અફઘાનીસ્તાન ઉપર શી રીતે વેર લીધું?

ઉ૦ કાબુલથી ને ગીઝનીથી નીકળેલી ફોજનો નાશ થયો તેથી ખેબર ઘાટને માર્ગે જનરલ પોલોક અને બોલાન ઘાટને માર્ગે જનરલ ઈંગ્લાંડને મોકલ્યા સન ૧૮૪૨ માં પોલોક જલાલાબાદના જનરલસેલને લેઇ કાબુલ પોહોંચ્યો. જનરલનાટ અને ઈંગ્લાંડ કંદહારથી ગીઝની આવ્યા ને ત્યાંથી મહંમદે સોમનાથના સુખડના દરવાજા આણ્યા હતા તે આગ્રે મોકલાવી તેઓ પણ કાબુલ ગયા લેડીસેલ વગેરે અકબરખાંનના જે સરદારના હવાલામાં હતાં તેને લાંચ આપી છુટી કાબુલના અંગ્રેજી લશ્કરને મળ્યાં. અંગ્રેજી શેના કાબુલમાં બાંધેલા સુંદર બજારનો નાશ કરી હિંદુસ્તાન પાછી આવી.

પ્ર૦ જે કાબુલી સરદારો કેદ પકડાયા હતા તેમનું શું થયું?

ઉ૦ કાબુલના ઝઘડામાં પડવું અંગ્રેજને દુરસ્ત ન લાગ્યાથી દોસ્તમહંમદ વગેરેને છોડી દીધા.

પ્ર૦ અફઘાન લઢાઇમાં અંગ્રેજને કેટલું નુકશાન થયું?

ઉ૦ ૧૫ કરોડ રૂપીઆ ખર્ચ ને ૨૦૦૦૦ માણસ મરાયાં.

પ્ર૦ સિંધમાં કોણ રાજ કરતું હતું?

ઉ૦ સન ૧૭૮૬માં બલુચિસ્તાનના અમીરોએ આવી સિંધ જીત્યો ને ત્યાં રાજ કરવા લાગ્યા. તેઓ ઘણા હતા અને એક એકથી સ્વતંત્ર હતા.

પ્ર૦ સિંધના અમીરો સાથે શા માટે લઢાઇ થઇ?

ઉ૦ સરચાર્લસ નેપીઅર ને તેની વતી મેજર ઔટ્રામે હૈદરાબાદ જઇ વીષ્ટી ચલાવી પણ અંતે લઢાઇ કરવી પડી.

પ્ર૰ સિંધની લઢાઈ કેવી રીતે ને ક્યાં થઈ?

ઉ૰ અમીરોએ ઔટ્રામના ઉતારા ઉપર હલ્લો કર્યોત્યાંથી મુશીબતે છૂટી સેનાપતિ નેપીઅરને મળ્યો, મીઆણી ગામ આગળ નેપીઅરે સિંધી લશ્કરને હરાવ્યું. બીજી લઢાઈ હેદરાબાદ આગળ કરી અંગ્રેજ જીત્યા ને મીરપુરને અમરકોટ લીધાં સન ૧૮૪૩ અમીરોનેકહાડીસિંધ ખાલસાકર્યું.

પ્ર૰ સિંધીઆ સાથે શા માટે લઢાઇ થઇ?

ઉ૰ દોલતરાવ સન ૧૮૨૭માં અપુત્ર મુવાથી તેની રાણી બાઈજાબાઈએ જંકોજીને દત્ત પુત્ર લીધો. તે પણ સન ૧૮૪૩માં મુવાથી જીઆજીરાવને દત્તપુત્ર લીધો ને જંકોજીનો મામો ને મહારાણી કારભાર ચલાવવા લાગ્યાં. એ બંને વચે કજીઓ થયો. રેસિડેંટ મામા સાહેબના પક્ષમાં હતો, પણ માહારાણીના મિત્રો બળવાન હતા તેથી સેનાપતિ ગાફ ને એલનબરો સાહેબ લશ્કર લેઈ ગ્વાલિઅર ગયા.

પ્ર૰ મરેઠા સાથે ક્યાં ક્યાં યુદ્ધ થયાં ને તેમાં શું થયું?

ઉ૰ માહારાજપુર આગળ સન ૧૮૪૩ માં. તેમાં મરેઠા હાર્યા. તેજ દીવસે પનીઆર આગળ જનરલ ગ્રેએ બીજા મરેઠી લશ્કરને હરાવ્યું.

પ્ર૰ મરેઠાને હરાવી અંગ્રેજે એ રાજનું શું કર્યું?

ઉ૰ સિંધીઓ બાળક હતો તેથી તે રાજનો વહીવટ ચલાવા બંદોબસ્તકરીએરાજ અંગ્રેજનુંમંડળીક રાજ બનાવ્યું.

પ્ર૰ એલનબરોશાથીવિલાયતગયોનેતેનીજગાએકોણઆવ્યું?

ઉ૰ એલનબરો ને ડિરેકટરો વચે મતભેદ પડવાથી સન ૧૮૪૪ માં એની જગાએ લાર્ડ હાર્ડિંગને મોકલ્યો.

પ્ર૰ હાર્ડિંગ સાહેબ કેવો હતો ને ક્યારે આવ્યો?

ઉ૰ સન ૧૮૪૪ માં આવ્યો. તે અનુભવી ને શૂરવીર હતો. યુરોપમાં લઢતાં તેનો હાથ કપાયો હતો. હિંદુસ્તાનમાં સારી નોકરી કર્યાથી સરકારે તેને ઉમરાવની પદવી આપી.

પ્ર૦ લાર્ડ હાર્ડિંગના વખતમાં કયા કયા મોટા બનાવ બન્યા?

ઉ૦ પંજાબના શિખ રાજ્ય સાથે લઢાઇ ને કેટલાંક દયાનાં ને ભલા કામ કરયાં.

પ્ર૦ પંજાબની લઢાઇ શા માટે થઈ ?

ઉ૦ રણજીતસીંગ મુવા પછી રાજ્યમાં ગરબડ થઇ, દીવાન ધ્યાનસીંગ લુચ્ચો, લોભીયો ને ખટપટીઓ હતો. રણજીતસિંગ પછી તેનો કુંવર કર્કસીંગ થયો તે ચાર માસમાં મુવો. તેથી તેનો કુંવર નિહાલસિંગ થયો. તે તેજ દિવસે મોભ પડવાથી મુવો. તેથી ધ્યાનસિંગે શેરસીંગને બેસાડયો પણ એ બે વચે અણબનાવ થવાથી ધ્યાનસિંગે શેરસિંગ ને તેના કુંવરને મરાવ્યા ૧૮૪૩. સામાવાળે ધ્યાનસિંગને પણ માર્યો. હવે રણજીતસિંગની માનીતી રાણી ચંદાકુંવરના દીકરા દુલિપસિંગને ગાદી આપી. તે બાળક હોવાથી કારભાર ચલાવા સીખ સરદારોની ખાલસા નામે સભા કરી. મહારાણીનો યાર લાલસિંગ વજીર થયો. એ વગર મહારાણીનો ભાઇ જોહારસિંગ, જમુનો રાજા ગુલાબસિંગ ને સેનાપતિ ચતુરસિંગ રાજમાં આગેવાન હતા. સિખ લશ્કર બળવાન ને કવાયતી હતું તેને લઢવાનું ન મળવાથી તોફાન કરતું હતું તેથી એ આગેવાનોએ અંગ્રેજી રાજ ઉપર હુમલો કરવા એ લશ્કરને રજાઆપી ૧૮૪૫.

પ્ર૦ હાર્ડિંગ સાહેબે એ લઢાઈ માટે શી વ્યવસ્થા કરી?

ઉ૦ સિખ લશ્કર ચઢી આવે તો તેને અટકાવાય માટે પંજાબની હદ ઉપર અંગ્રેજી સેના એકઠી કરી હતી ને તેથીજ સિખ ચઢી આવ્યા.

પ્ર૦ પ્રથમ લઢાઇ ક્યાં થઈ ને તેમાં શું થયું?

ઉ૦ સિખ ફીરોજપુરમાં હતા ત્યાંથી વીશેક મૈલ દૂર મુડકી આગળ પેહેલી લઢાઇ થઈ. સેનાપતિ ગાફ સાહેબ પાસે ૧૧૦૦૦ ને સિખ ૩૦૦૦૦ હતા તેમાં સિખ હાર્યા. એ લઢાઈમાં જલાલાબાદવાળો સરરાબર્ટસેલ મરાયો. ૧૮૪૫

પ્ર૦ ગવરનર જનરલ તે વખતે ક્યાં હતો?

ઉ૦ મુડકીની લઢાઇને બીજે દીવસે મદદગાર સેનાપતિની પદવી લેઇ વસ્કરને આવી મળ્યો.

પ્ર૦ બીજી લઢાઇ કયાં થઇ ને તેમાં શું થયું?

ઉ૦ ફીરોજશહર આગળ. તેમાં સિખ હાર્યા ને પાછા હઠયા પણ અંગ્રેજ પાસે દારૂગોળો ખુટ્યાથી ને એક મહીને આવ્યો.

પ્ર૦ અંગ્રેજ આગળ ન વધ્યાથી બીજી કયાં લઢાઇઓ થઇ?

ઉ૦ અંગ્રેજ આગળ ન આવ્યાથી સિખ સતલજ ઓળંગી સામા આવ્યા. સર હેરી સ્મીથ બદ્દીવાલ આગળ ગુલાબસિંગ સાથે લઢ્યો પણ કાંઇ નવળ્યું. વળી અલીવાલ આગળ ફરી લઢ્યા તેમાં અંગ્રેજ જીત્યા ૧૮૪૬. તેથી ગુલાબસિંહ સંધી કરવા લાગ્યો. પણ તે ન થતાં અંગ્રેજ દારૂગોળો આવ્યાથી આગળ વધ્યા.

પ્ર૦ અંગ્રેજને કયાં આગળ સિખ ફોજે અટકાવ્યા ને તેમાં શું થયું?

ઉ૦ સ્મીથને ગાફ સાહેબની ફોજ એકઠી થઇ આગળ ચાલી તેને સતલજને આ કાંઠે સિખ ફોજે સોબ્રાન આગળ અટકાવી. સેનાપતિ તેજસિંગ વગરલઢે નાઠો પણ બુઢો શામસિંહ બહાદુરીથી લઢતાં રણમાં પડયો. ને સિખ નાઠા ને માર્યા ગયા ૧૮૪૬.

પ્ર૦ અંગ્રેજે સિખરાજની શી વ્યવસ્થા કરી?

ઉ૦ સોબ્રાનથી અંગ્રેજ લાહોર ગયા ને સંધી કરી તેમાં સતલજ ને બીયા વચેનો જાલંદર દોઆબને લઢાઇનું ખર્ચ અંગ્રેજે લીધું. લાહોરની ગાદીએ દુલિપસિંગ રહે ને તે મોટો થતા સુધી મંત્રી મંડળ રેસિડેંટની આજ્ઞા પ્રમાણે ચાલે ને રાજ રક્ષણ માટે લાહોરમાં અંગરેજી ફોજ રહે. લઢાઇનું ખર્ચ આપવાનું ન હોવાથી કાસ્મીર ને હજારા પ્રાંતો અંગરેજે લીધા તે એક કરોડ રૂપિએ ગુલાબસિંગને વેચાતા આપ્યા. ૧૮૪૬.

પ્ર૦ સિખ લોકપર જય મેળવ્યાથી લશ્કરને શો લાભથયો?

ઉ૦ લશ્કરને બાર માસનું ભાથુ વધારે આપ્યું તથા સાબાશી આપી. હારડિંગ તથા ગાફ સાહેબને ઉમરાવની ને સ્મિથને બારોનેટના પદવી આપી.

પ્ર૦ હાર્ડિંગ સાહેબે પુણ્યનુ ને ભલાઈનું શું કામ કર્યું?

ઉ૦ એ લઢાઇ પછી બે વરસ શાંતી ચાલી તે વખતમાં ફાંસીઆનો પાકો બંદોબસ્ત કર્યો તથા સતી થવાની સખ્ત મના કરી. બેંટિકે બંદોબસ્ત કર્યો હતો તે પાકો કર્યો. તથા દુધપીતી કરવાનો ચાલ અટકાવ્યો. તથા ઓઢીઆ, ગોંદવાણા, વગેરે ઠેકાણે જંગલી લોકોમાં નરમેધનો ચાલ હતો તે બંધ પાડયો. રાહદારી દાણુ બંધ કરી વેપારને ઉત્તેજન આપ્યું. રૂર્કીની ઇંજનેર શાળાને આશ્રય આપ્યો ને તાજમહેલ વગેરે જુની ઇમારતો સમરાવી.

પ્ર૦ હાર્ડિંગ કયારે વિલાયત ગયો ને તે પછી કોણ આવ્યો?

ઉ૦ સન ૧૮૪૮માં. એના ગયા પછી લાર્ડડલહુસીઆવ્યો.

પ્ર૦ એના વખતમાં શાશા મોટા બનાવો બન્યા?

ઉ૦ સિખ જોડે બીજીવાર લઢાઇ, બ્રહ્મદેશ જોડે બીજીવાર લઢાઈ, અયોધ્યા, નાગપુર, સતારા વગેરે રાજ્યો ખાલસા કર્યાં ને રેલવે તાર વગેરે સુધારાનુંદાખલથવું એ ચાર.

પ્ર૦ સીખ લોકો સાથે કયારે ને શા માટે લઢાઈ થઈ?

ઉ૦ સન ૧૮૪૮માં મુલતાનના હાકેમ મૂળરાજે રાજીનામું આપ્યું. તેની જગાએ ગએલા કામદાર સાથેના બે અંગ્રેજોને સિખ ફોજે મારી નાંખ્યા. મૂળરાજ ફિસાદખોરોને મળી ગયો ને બીજા પણ સિખ સરદારોનેલોકો સામેલથયા.

પ્ર૦ મુલતાન શી રીતે ને કયારે જીતાયું?

ઉ૦ મુલતાનના બળવાની ખબર સાંભળી લેફટેનંટએડવર્ડ મુલતાન નજીક લીયા ગામમાં હતો તેણે બલુચીને અફગાન ફોજ રાખીને તથા ભાવલપૂરના નવાબને કુમકે બોલાવી મૂળરાજના લશ્કરને બે વાર હરાવી મુલતાન ઘેર્યું

ને જનરલ વીશ તેને આવી મળ્યો તેથી ૧૫૦૦૦ બ્રીટીશ ને ૧૭૦૦૦ મદદગાર લસ્કર થયું પણ તેવામાં સિખ સરદાર શેરસિંગ એ લસ્કરમાંથી ફુટીને સામો થયો તેથી મુલતાન તરત લેવાયું નહીં પણ ૧૮૪૯ના જાનેવારીમાં લીધું.

પ્ર૦ શેરસિંગે બળવો કર્યો તે શા રીતે સમ્યો?

ઉ૦ સેનાપતિ ગાફ સાહેબ લસ્કર લેઇ શેરસિંગ, ચતરસિંગ વગેરે સિખસરદારો સાથે રામનગર આગળ લઢ્યો તેમા સિખ ફોજ મુકામ ઉઠાવી ચાલી. મુલતાન લીધું તેજ મહિનામાં ચીલીઆનવલા આગળ ભારે લઢાઇ થઇ તેમાં ભારે હાની ભોગવી અંગ્રેજ જીત્યા. તેથી લાર્ડ ગાફને ઉદ્ધત ઠેરવી તેની જગાએ ઇગ્લાંડથી સીંધ જીતનાર નેપીયરને મોકલ્યો. પણ તેના આવતા અવલ ગાફસાહેબે શેરસિંગને ગુજરાત ગામ આગળ હરાવ્યો. સિખ સેના શરણે આવી હથીઆર છોડયાં. સિખની મદદે દોસ્તમહમદે અફગાનસ્વાર મોકલ્યા હતા તેમને હરાવી હાંકી કહાડયા.

પ્ર૦ સિખને હરાવી તેમના રાજની શી વ્યવસ્થા કરી?

ઉ૦ દુલિપસિંગને પેનશન આપી પંજાબ ખાલસા કર્યો ૧૮૪૯. ને જુના પ્રાંતોના કાયદા ન ચલાવતાં સ્વેચ્છિક વહિવટ ચલાવ્યો.

પ્ર૦ બ્રહ્મદેશની લઢાઇ ક્યારે થઈ ને તેમાં શું થયું?

ઉ૦ બ્રહ્મીરાજાએ ઇંગ્રેજનું અપમાન કરી અંગ્રેજી રૈયતને પીડયાથી ૧૮૫૨માં લઢાઇ થઇ. તેમાં બ્રહ્મી રાજા હાર્યાથી અંગ્રેજને ૧૮૨૬માં મળેલા પ્રાંતો ઉપરાંત પેગુ પ્રાંત મળ્યો. ૧૮૫૩.

પ્ર૦ દલહુસીએ કયાં દેશી રાજ્યો ખાલસા કર્યા ને શાથી?

ઉ૦ સન ૧૮૪૯માં ઝાંસી ને સતારાના રાજા અપુત્ર મુવાથી તેમજ સંબલપૂરનું. સન ૧૮૫૩માં નાગપુરનું રાજ્ય ખાલસા કર્યું. બાજીરાવ પેશ્વા મુવાથી તેના દત્તપુત્ર ધુન્દુપંત (નાનાસાહેબ) ને બાજીરાવને ૮ લાખ પેન્શન મ-

ળતું તે બંધ કર્યું ને અયોધ્યાના ના લાયક નવાબને કલ-કત્તામાં રાખી તે રાજ્ય પણ ખાલસા કર્યું?

પ્ર૦ સન ૧૮૫૩માં કંપનીના પટામાં શો ફેરફાર થયો?

ઉ૦ એ સાલમાં પટાની મુદત પુરી થયાથી પાર્લામેંન્ટે નવી સનંદ આપી તેમાં ૩૦ ને બદલે ૧૮ ડિરેક્ટર ઠરા-વ્યા. સીવીલ સર્વીસ માટે પરીક્ષા ઠરાવી તે પરીક્ષા બધી રૈયત આપે ને પાસ થયા પ્રમાણે જગા મળે. બંગાળા-માં લેફ્ટેનન્ટગવરનર ઠરાવ્યો ને કલકત્તા મુંબાઈ ને મ-દ્રાસમાં સુપ્રીમ ને સદર એવી બે કોર્ટો હતી તે એક કરી.

પ્ર૦ દલહુસીના વખતમાં કયા સુધારા દાખલ થયા?

ઉ૦ રેલવે ને તાર દાખલ થયાં. નિશાળ ખાતામાં વ-ધારો થયો. સડક, પુલ, લસ્કરી માણસોનાં મકાનો વગેરે બાંધવાના વિચાર થયા ને તે માટે કરજ કર્યું. ગુનો મનાવવાની, માર મારવાની ને જુલમ કરવાની મના કરી ને વેઠ બંધ કરી.

પ્ર૦ દલહુસી કયારે પાછો ગયો ને તેના પછી કોણ આવ્યો?

ઉ૦ સન ૧૮૫૬માં ગયો ને તે સાલમાં લાર્ડ કાનિંગ આવ્યો.

## પ્રકરણ ૨૦ મું.

પ્ર૦ લાર્ડ કાનિંગના વખતમાં શાશા મોટા બનાવો બન્યા?

ઉ૦ ઈરાન ને ચીન સાથે લઢાઇ. દેશી ફોજનો બળવો, ને કંપની પાસેથી હિંદનું રાજ લેઈ પાર્લામેંન્ટે ઇંગ્લાંડના રાજાને સોંપ્યું એ ચાર બનાવો બન્યા.

પ્ર૦ ઈરાન સાથેની લઢાઇમાં શું થયું?

ઉ૦ સન ૧૮૩૭માં હેરાત જીતતાં અંગ્રેજે ખાળ્યો હતો માટે ઈરાની શાહ ગુસ્સે હતો. તેથી તેણે અંગ્રેજી રૈયતનું અપમાન કર્યું. અંગ્રેજે ૧૮૫૭માં સિંધવાળા જનરલ ઔ-ટ્રામને લશ્કર આપી મોકલ્યો તેણે શાહને હરાવી સંધી કરી કે શાહ હેરાત ને અફગાનીસ્તાન ઉપર દાવો ન કરે. ૧૮૫૭.

પ્ર૦ ચીનાઈ લઢાઇનું છેવટ શું આવ્યું?

ઉ૦ અંગ્રેજને માઠું લાગે એવું ચીનાઈ સરકારે કર્યા-

થી ઈંગ્લાંડથી લાર્ડ એલજીનની સરદારી નીચે ચીન ઉપર ફોજ ચઢી. તેણે ફતેહ કરી ચીનાઇ શાહને નમાવી સંધી કરી તેમાં અંગ્રેજને જોઇતી સરતો થઈ. પછી એલજીને હિંદુસ્તાનમાંયએલોબળવોસમાવવાગવરનરજનરલને મદદમોકલી.

પ્ર૦ હિંદુસ્તાનમાં બળવો શાથી ને કયારે થયો?

ઉ૦ સન ૧૮૫૬માં સરકારે હગવ કર્યો કે જ્યાં મોકલે ત્યાં જઇ લશ્કરે નોકરી કરવી. દેશી રાજા અપુત્ર મરે કે નઠારી ચાલ ચાલે તેમનું રાજ ખાલસા કરવું. હીંદુ મુસલમાનને ખ્રીસ્તી કરવાના છે એવી જુઠી ગપો ચાલી તેથી લસ્કર ને પ્રજા નારાજ થઈ ને તેમાં અયોધ્યાની બેગમ, દિલ્લીનો પાદશાહ, નાનાસાહેબ. ઝાંસીની રાણી વગેરે રાજ ખોઇ બેઠેલાં પાછું મેળવવાની આશાએ બળવામાં સામેલ થયાં.

પ્ર૦ હીંદુ મુસલમાનનેખ્રીસ્તીકરવાનાછેએવાતશાથીચાલી?

ઉ૦ એન્ફીલ્ડ નામે એ વખતે નવી જાતની બંધુક લસ્કરને આપી તેમાં દારૂ ગોળી જુદાં નાખવાને બદલે કાર્ટ્રીજ નાખવાની હતી. એ કાર્ટ્રીજ એક હાથમાં ઝાલી દાંત વતે ખોલવી પડે છે કેમકે એક હાથમાં તો બંધુક હોય. લુચ્ચા લોકે વાત ચલાવી કે એ કાર્ટ્રીજ ઉપર ગાય ને સુવરની ચરબી લગાડેલી છે કે તેથી હીંદુ મુસલમાન બંને વટલાય. આ વાત અજ્ઞાન સિપાઈઓએ ખરી માની.

પ્ર૦ પ્રથમ ક્યાંની ફોજે કાર્ટ્રીજ લેવાની ના પાડી?

ઉ૦ કલકત્તા પાસેની બરાનપુરની છાવણીમાં ૧૯મી બંગાળી પલટણે, પછી બરાકપુરની પલટણે. પણ તેબંને પલટણોએ કાર્ટીજ નહીં લીધાથી ને પટલણો વિખેરી નાખી.

પ્ર૦ પ્રથમ બળવો ક્યાં ને ક્યારે થયો?

ઉ૦ તા૦ ૧૦ મી મે ૧૮૫૭ ને રોજ મીરતના દેશી સીપાઈ કાર્ટીજ નહીં લેતાં સજા થયા ને અંગ્રેજને જોડે લડ્યા ને તેમનાં બાળકોને મારયા ત્યાંથી દિલ્લી જઇ ખુન કર્યાં.

પ્ર૦ દિલ્લીના શસ્ત્રભંડારનો બચાવ કોણે કર્યો?

ઉ૦ માત્ર નવ અંગ્રેજોએ બહાદુરીથી શત્રુને હાથ તે નં જાય માટે સળગાવી દીધો ને પોતે તેમાં માર્યા ગયા.

પ્ર૦ બળવાખોરોએ દિલ્હી લીધાથી શું પરીણામ આવ્યું?

ઉ૦ બંગાળા ને વાયવ્યપ્રાંતોની બીજી દેશી પલટણો પણ ફરી ગઇ ને તેમણે પણ એવાંજ ઘાતકી કામો કર્યા.

પ્ર૦ કાનપુરના બળવાખોરનો આગેવાન કોણ હતો?

ઉ૦ નાનાસાહેબ. તેનો પ્રધાન આજીમુલ્લા, તાતીઆ ટોપી વગેરે તેના સોબતી બળવાખોર હતા.

પ્ર૦ એમણે કેવાં દુષ્ટ અને ઘાતકી કામ કર્યાં?

ઉ૦ કાનપુરમાં ઘેરાયલા સાહેબોને તથા બૈરાં છોકરાંને અલહાબાદ પહોંચાડવાનું વચન આપી નદીમાં દુબાવી દીધાં કેટલાંકને ગોળી ને તલવારથી માર્યા. માત્રચારજણ બચ્યા.

પ્ર૦ બળવા વખતે પંજાબમાં કેવી હાલત હતી?

ઉ૦ એ વખતે સરજાનલારેન્સ પંજાબનો હાકેમ હતો. તેણે બેદિલ જણાએલી પલટણનાં તથા અલીમર્દાનની ઘોડેસ્વાર પલટણનાં હથીઆર લેઈ લીધાં ને જુના સિખ જોદ્ધા નોકર રાખી નવી પલટણો ઉભી કરી. સિખનું રાજ જીતનાર પુરવીઆ હતા ને આ બળવો તેમનો હતો માટે તેમનું વેર લેવા સીખ લોકોએ અંગ્રેજને ઉલટી મદદ કરી.

પ્ર૦ એ બળવો કયાં કયાં ફેલાયો?

ઉ૦ દિલ્લી, મીરત કાનપુર, લખનોર, ગ્વાલીઅર, વગેરે.

પ્ર૦ એ બળવો સમાવવાને કયા અંગ્રેજજનરલો આવ્યા?

ઉ૦ જનરલ હેવલાક ને કર્નલ નીલ કાનપુર આવ્યા ને નાનાસાહેબને હરાવી હેવલાક લખનોરમાં ઘેરાયલા અંગ્રેજોની વાહારે ગયો.

પ્ર૦ એ બળવામાં કોણ કોણ સામેલ નહોતું?

ઉ૦ દેશીરાજાનેતેમનાકારભારીઓતથા લોકનોમોટો જથો.

પ્ર૦ દિલ્લી અંગ્રેજે ફરીને કયારે ને કોની મદદથી જીતી?

ઉ૦ સપ્ટેમ્બર માસમાં સિખ સરદારોની મદદથી,

પ્ર૦ લખનૌરનો બંદોબસ્ત શી રીતે થયો?

ઉ૦ અયોધ્યાની બેગમ બળવામાં સામેલ થયાથી બીજા તાલુકાદારો પણ ભળ્યા ને બળવો વધ્યો. ઈંગ્લાંડથી નવો સેનાપતિ સર કોલિનકેમ્પબેલ આવ્યો તેણે ૧૮૫૮ ના માર્ચમાં બંડખોરને હરાવ્યા ને આખો અયોધ્યા વશ કર્યો

પ્ર૦ ગ્વાલીયરના બળવાનું શું થયું?

ઉ૦ ગ્વાલીઅરમાં કંટીજંટે ૧૮૫૭ના અકટોબરમાં બળવો કર્યો.. તેમાં તાત્યાટોપી ને ઝાંસીની રાણી આગેવાન હતાં. તેમને ૧૮૫૮ માં મુંબઈથી સરહ્યુરોજે આવી હરાવ્યાં. ઝાંસીની રાણીએ બહાદુરીથી બચાવકર્યો પણ પણ ગ્વાલીઅરનો બચાવ કરતાં રણમાં પડી. તાત્યો નાસીને ગુજરાતમાં આવ્યો ત્યાં તેને મદદ ન મળ્યાથી પકડાયો તેનાપર ખુન સાબીત થયાથી તેને ફાંસી દીધો, તાત્યો ગુજરાતમાં આવ્યો ત્યારે અમદાવાદના સીપાઈ બંડ કરવા ઉઠયા પણ પકડાયાથી તોપને મોઢે ચઢયા.

પ્ર૦ બળવા વખતે લાર્ડ કાર્નીંગની કેવી વર્તણુંક હતી?

ઉ૦ બળવાખોરનાં ચંડાળ કર્મો જોઇ કેટલાક અંગ્રેજોએ ક્રોધમાં ન્યાય, ક્ષમા ને દયા છોડી દીધાં. પણ કાર્નીંગ સાહેબે વૈરભાવ ન રાખતાં ઉપરના દેવતાઇ ગુણ ધરી હત્યા કરનારાનો ઈનસાફ કરી સજા કરી. પણ જે લોકો ભુલાવામાં પડી ભળ્યા હતા તેમને માફી આપી. રાજાઓ અંગ્રેજના પક્ષમાં હતા તેમને દત્તપુત્ર લેવાના તથા તેમના વંશમાં ગાદી રહે તેવા હકોની સનંદ આપી.

પ્ર૦ બળવો કયારે સમ્યો?

ઉ૦ સન ૧૮૫૮માં

પ્ર૦ બળવો સમ્યા પછી હિંદનું રાજ કોને સ્વાધિનથયું?

ઉ૦ ઇંગ્લાંડના ગાદીપતીને પાર્લામેંટે સન૧૮૫૮માંસોંપ્યું.

પ્ર૦ પાર્લામેંટે હિંદનું રાજ ચલાવવા શો ઠરાવ કર્યો?

ઉ૦ હિંદખાતાનો એક સેક્રેટરી નીમાયો. તે મુખ્ય પ્ર-

ધાનોમાં ગણાય. એ સેક્રેટરીની મદદમાં ૧૫ કૌંસિલરોનીમ-
વા તેમાંના ૮ હિંદમાં નોકરી કરી આવેલા જોઇએ. હિંદ-
જ ચાકરી કરનારૂં યુરોપી લશ્કર કહાડીને તેને બ્રિટિશ
સૈન્યામાં ભેળવ્યું. ગવરનર જનરલનો ઇલકાબ ફેરવીનેવા-
(રાજ પ્રતિનિધિ) ઠરાવ્યો, ને તે હિંદખાતાના સેક્રે-
હુકમ પ્રમાણે ચાલે.

પ્ર૦ હિંદનું રાજ લીધું ત્યારેમહારાણીએ શી મતલબનું જાહેરનામું કાઢયું હતું,

ઉ૦ તા ૧લી નવેંબર ૧૮૫૮ને રોજ નીચેની મતલબનું જાહેરનામું ગામે ગામે વંચાયું હતું. કેટલાંક ભારે કારણને લીધે કંપની પાસેથી હિંદનો રાજ વહિવટ અમારે હાથલીધો છે. માટે અમારા ને અમારા વારસો ઉપર આસ્થારાખવી. હિંદનો રાજ વહિવટ કરવા જેને આપીએ તેની આજ્ઞા માનવી. અમે અમારો પ્રથમ વાઇસરાય કાનિંગ સાહેબને નીમીએ છીએ. કંપનીના જેજે નોકરો હાલ છે તેને અમે બહાલ રાખીએ છીએ. કંપનીએ જે રાજાઓ સાથે જે કોલ કરાર કર્યા હશે તે અમે પાળીશું. અમારે રાજ વધારવાની ઈચ્છા નથી માટે બીજાઓના રાજ કે હક ઉપર અમે હાથ નાંખીશું નહીં. હિંદના રાજાઓના હક અને માન સાચવીશું ને દેશમાં શાંતિથી ને સારા રાજ વહિવટથી આબાદી થાય તેમ કરીશું. અમારા બીજા મુલકની પ્રજાની તરફ અમારી જેવી ફરજ છે તેવી હિંદની પ્રજા તરફ બજાવીશું. અમે ધર્મની બાબતમાં હાથ ઘાલીશું નહીં અને સઘળા ધર્મનું નિષ્પક્ષપાતથી સરખું રક્ષણ કરીશું. જાતિભેદ કે ધર્મભેદ રાખ્યા વગર લાયકાત પ્રમાણે બનતા સુધી સરકારી નોકરીમાં દાખલ કરીશું. કાયદા કરવામાં ને બજાવવામાં હિંદના હક, ધારા, રિવાજને અધિકાર ઉપર ઘટતું ધ્યાન આપીશું. એ પછીબળવાખોરમાંના કોને માફી આપવી ને કોને સજા કરવી તે લખ્યું છે. જેણે ખુન કર્યું સાબીત

થાય તેને ફાંસી, ખુનીને જાણીબુજીને આશ્રય આપનારને આગેવાન ફીતુરીને કેદની સજા કરવી. જે બળવાખોર સિપાઇ કે તેના સોબતી સન ૧૮૫૯ના જાનેવારીની ૧ લી તારીખ અવલ વેરાઇ જાય તેને માફી આપવી. એ હુકમનામાના છેવટે લખ્યું હતું કે શાંતિ થયા પછી અમે હિં પ્રજાના ઉધમને ઉત્તેજન આપીશું. લોકોપયોગી સ ...ા કામકરીશું તથા રાજવહિવટ રૈયતના લાભ અર્થે કરીશું વગેરે.

પ્ર૦ એ જાહેર નામાની કેવી અસર થઇ?

ઉ૦ સિપાઇઓ વેરાઇ જઇ ઉધમે વળગ્યા, સર્વ પ્રજા રાજી થઇ. સરકારે પ્રજાનાં હથીઆર લેઇ લીધાં. દિલ્લીના પાદશાહને, રંગુનમાં કેદ રાખ્યો. જેમને કાળે પાણીએ મોકલ્યા તેમને આન્દામાન ટાપુમાં રાખ્યા. ખુનીઓને ફાંસી દીધી. ને બંડ જારી રાખનારનો અંગ્રેજી ફોજે નાશ કર્યો ને દેશમાં શાંતિ પસરી.

પ્ર૦ લાર્ડ કાનિંગના વખતમાં બીજા શાશા બનાવ બન્યા?

ઉ૦ સન ૧૮૬૦-૬૧માં સરકારે સુપ્રીમને સદર અદાલાતો જોડી દીધી ને નવો ફોજદારી કાયદો ચલાવ્યો. સિતારે હિંદ (સ્ટાર આવ ઈંડિઆ) નો નવો ઇલકાબ કહાડી ઇનામ દાખલ કેટલાકને આપ્યા; પેદાશ ઉપર વેરો (ઇનકમટાક્સ) નાંખ્યો અને રેલવે વગેરે દેશોપયોગી કામ વધાર્યાં.

પ્ર૦ લાર્ડ કાનિંગના વખતમાં કયો માઠો બનાવ બન્યો?

ઉ૦ સતલજને જમનાં વચેના દેશમાં વરસાદ નહીં વરસ્યાથી દુકાળ પડયો ને તેથી સુમારે પાંચ લાખ માણસો મરણ પામ્યાં !

પ્ર૦ લાર્ડકાનિંગક્યારેવિલાયતગયોનેતેનાપછી કોણ આવ્યો?

ઉ૦ એ સન ૧૮૬૨ના માર્ચમાં સ્વદેશ ગયોને જુનમાં મૂઓ. એની જગાએ લાર્ડ એલ્જીન એજ સાલમાં આવ્યો.

પ્ર૦ એ વાઈસરાયના વખતમાં કયા કયા બનાવોબન્યા?

ઉ૦ કાયદા કરવાને ત્રણ અંગ્રેજ ને ત્રણ હિંદી ગૃહસ્થની

કૌન્સિલ નીમી. ઉત્તર અમેરિકાના યુનૈટેડસ્ટેટોમાં લઢાઇ ચાલ્યાથી ત્યાંનું રૂ ઇંગ્લાંડ જઇ શક્યું નહીં તેથી હિંદના રૂની ખપત એટલી જાગી કે રૂનો ભાવ શેરના બે આના હતા તે એક રૂપીઓ થયો ને દર વરસે હિંદથી ૪૩ કરોડ રૂપીઆનો માલ જતો તે ૭૩ કરોડનો ગયો- તેથી મુંબાઈ ઇલાકામાં નાણાંની કીમત ઓછી થઈને મજુરી, અન્ન વગેરે મોંઘાં થયાં. વાહાબી પંથના મુસલમાનોએ અફઘાનીસ્તાનની હદપરના પાહાડી મુસલમાનોને ઉશ્કેરી બંડ કર્યું તે બહુ મુસીબતે અંગ્રેજોએ સમાવ્યું.

પ્ર૦ લોર્ડ એલ્જીન ક્યારે મૂઓ ને તેના પછી કોણ થયો?

ઉ૦ તે સન ૧૮૬૩ માં મરણ પામ્યો ને સન ૧૮૬૪ માં સરજાનલારેન્સ વાઇસરાય થયો-

પ્ર૦ એના વખતમાં કયા બનાવો બન્યા?

ઉ૦ હિંદના રાજા, નવાબ ઈ. ને બોલાવી તેણે દરબાર ભરવાનો રિવાજ પાડયો. સરલારેન્સે સિખ રાજાઓની લાહોરમાં એવી સભા ભરી તેમના રાજમાં બ્રિટિશ રાજના સુધારા દાખલ કરવાની શીખામણ દીધી. સોલજરો સુખી થાય માટે તેમને સારૂ પૂસ્તકશાળા. બાગ, કસરતશાળા વગેરે કરવાની તથા બરાકો સુધારવાના હુકમ કર્યા. શીતળા, તાવ, કોલેરા.એ ચેપીરોગનીઉત્પત્તિનાં કારણડાકટરોએશોધ્યાં.

પ્ર૦ લારેન્સના વખતમાં ભૂતાનસાથે શામાટે લઢાઇ થઇ?

ઉ૦ આશામની તલેટીએ દુઆર નામે પ્રગણાં છે તે ઉપર ભૂતાનનો રાજા દાવો કરતો હતો તે અંગરેજી રૈયતને લૂટતો ને પીડતો તેને સમજાવવા વકીલ મોકલ્યો તેનું પણ અપમાન કર્યું તેથી ૧૮૬૪ માં ભૂતાન ઉપર અંગરેજી ફોજ ગઈ પણ કાંઇ ન વળ્યાથી દુઆરને પેટે દર વરસે પચીશ હજાર રૂપીઆ આપવા ઠરાવી સંધિ કરી.

પ્ર૦ સટોરીઆ લોક કોણ ને તેમની ખરાબી શાથી થઇ?

ઉ૦ પાછળ કહ્યા પ્રમાણે રૂનો ભાવ ચઢયાથી મુંબાઇમાં પુષ્કળ નાણું આવ્યાં. તેથી તરેહ તરેહનાં કામ માથે લેવા ને કંપનીઓ ઉભી થઈ ને શેરના સટ્ટા ચાલ્યા. તેની હદ રહી નહીં. એ સટ્ટા કરનારા સટોરીઆ કહેવાતા. મુંબાઈની દેખાદેખી સુરત અમદાવાદમાં પણ ચાલી. પણ સન ૧૮૬૫માં રૂના ભાવ બેઠા ને બધી કંપનીઓ ડુબી ને તેથી સટોરીઆ ને તેમને વિશ્વાસે રેહેનાર હજારો પાયમાલ થયા.

પ્ર૦ એનાવખતમાં ક્યાં દુકાળ પડયો ને તેનું ફળશું થયું?

ઉ૦ સન ૧૮૬૫માં ઓઢીઆમાં વરસાદ ન વરસ્યાથી ૧૮૬૬માં દુકાળ પડયો તેથી વીશ લાખ માણસો મૂઆં.

પ્ર૦ દુકાળ અટકાવવાના શાશા ઉપાયો યોજ્યા?

ઉ૦ રેલવે વધારવા માંડી. ખેતીના કામમાં આવે એવી નેહેરો ખોદાવવા માંડી તથા જુની નેહેરો સમરાવવા માંડી.

પ્ર૦ પરરાજ્યોના ટંટા સંબંધીલારેન્સના કેવા વિચારહતા?

ઉ૦ એનો વિચાર હતો કે પરરાજ્યમાં હાથઘાલવોનહીં અને તેથી કાબુલનો દોસ્તમહમદ ૧૮૬૬માં મુવો ત્યારે તેના કુંવરો લઢી મરવા લાગ્યા. તેમાં ભળી એક જણને મદદ કરી ગાદી આપવાનો કેટલાક રાજ પ્રકરણી માણસોનો અભિપ્રાય છતાં પોતે તેમાં ન પડયો.

પ્ર૦ એના વખતમાં નાના ઝગડા કયા થયા?

ઉ૦ દ્વારકાંના વાઘેરોએ ખંડેરાવ ગાયકવાડના ગેર ઈનસાફથી હેરાન થઇ બંડ કર્યું. તે અંગરેજે સમાવ્યું. ને પંજાબની વાવ્યના પહાડી મુસલમાનોએ બંડ કર્યું તે સમાવા લસ્કર મોકલ્યું.

પ્ર૦ વાઈસરાય ને મુંબાઈ, મદ્રાસના ગવરનરોને આ દેશમાં અમલ કરવાની મુદત કેટલા વરસની ઠરી હતી.

ઉ૦ પાચ વરસની. તે પ્રમાણે જાનલારેન્સ ૧૮૬૮માં વિલાયત ગયો ને તેની સારી નોકરી બદલ ઉમરાવની પદવી મળી.

પ્ર૦ એના પછી ક્યારે ને કયો વાઇસરાય આવ્યો.

ઉ૦ લાર્ડ મેયો સન ૧૮૬૯માં હિંદમાં આવ્યો.

પ્ર૦ લાર્ડ મેયોના વખતમાં મુખ્ય શા બનાવ બન્યા?

ઉ૦ કાબુલના અમીર શેરઅલીને તેડું મોકલ્યું તે સન ૧૮૬૯માં આવ્યો. એને આદરમાન આપી બંને રાજ્યો વચ્ચે દોસ્તી વધારી. એજ વરસની આખરે શાહજાદો આલ્ફ્રેડ હિંદમાં આવ્યો તેની પણ મેયોએ તથા રાજા રજવાડાએ સારી મેમાનદારી કરી.

પ્ર૦ લાર્ડ મેયોનો ઘાત કયાં કોણે ને કયારે કર્યો?

ઉ૦ એના અમલમાં લસ્કરી ને બીજાં ખાતાંની ઇમારતો રેલવે વગેરે બાંધ્યાથી ઉપજ કરતાં ખર્ચ વધ્યું ને સરકારી દેવામાં વધારો થયો. ૧૮૭૨માં લાર્ડ મેયો જાતે રાજમાં તપાસ કરવા નીકળ્યો, આંનદામાનગાં ગયા ત્યાં કાળાપાણીએ કાઢેલા કેદીઓમાંના કોઈ દુષ્ટ અફઘાન કેદીએ તેનો ઘાત કર્યો.

પ્ર૦ લાર્ડ મેયો પછી કયારે ને કયો વાઇસરાય આવ્યો?

ઉ૦ લાર્ડ નાર્થબ્રુક સન ૧૮૭૨માં હીંદમાં આવ્યો.

પ્ર૦ એમના વખતમાં કયા કયા મુખ્ય બનાવ બન્યા?

ઉ૦ સન ૧૮૭૪માં વડોદરાના રેસિડેંટ કર્નલ ફેરને ઝેર દીધાનું તહોમત મલ્હારરાવ ગાયકવાડ ઉપર આવ્યાથી તેને નજરકેદ રાખી તેનો ઇનસાફ કરવાને ત્રણ યુરોપી અને ત્રણ દેશીઓની વડોદરાના કાંપમાં કચેરી ભરી. તેમાં ત્રણે યુરોપીઅનોએ મલ્હારરાવને ગુનેગાર ઠરાવ્યો ને ત્રણે દેશીઓએ ગુનો સાબીત થયો નહી એમ ઠેરવ્યું પણ નાર્થબ્રુક સાહેબનો મત યુરોપી જોડે મળતો આવ્યાથી મલ્હારરાવને મદ્રાસ મોકલી દીધો ને ખાનદેશમાં ગાયકવાડી શાખા રહેતી હતી તેમાંના એક બાળકને ખંડેરાવની રાણી જમનાંબાઇ પાસે દત્તક લેવરાવી ગાદીએ બેસાડયો. એ બાળક તેજ હાલના ગાયકવાડ શીઆજીરાવ. સન ૧૮૭૫માં મહારાણીના પાટવી કુંવર પ્રિન્સઆવ વેલ્સ હીંદમાં આવ્યા તેમને વાઈસરાય, રાજા રજવાડા ને રૈયતે બહુ માન આપ્યું.

પ્ર૦ લાર્ડ નાર્થબ્રુક પછી કયારે ને કયો વાઇસરાય આવ્યો?

ઉ૦ મુદત પુરી થતા અગાઉ 'રાજીનામુ' આપી નાર્થબ્રુક સાહેબ૧૮૭૬માંવિલાયતગયાનેલાર્ડલીટનએજસાલમાં આવ્યા.

પ્ર૦ લીટનના વખતમાં માહારાણીએ કયું પદ ધારણકર્યું?

ઉ૦ સન૧૮૭૭ના જાનેવારીની પેલી તારાખે દિલ્લીમાં રાજા રજવાડાનું દરબાર ભરી "કૈસરેહીંદ" પદ ધારણ કર્યું.

પ્ર૦ એ વરસમાં કયાં દુકાળ પડયો ને તેમાં શું થયું?

ઉ૦ મુંબાઇ ને મદ્રાસ ઇલાકામાં. તેમાં મદદ કરતાં છ-તાં લાખો માણસ મુવાં.

પ્ર૦ લીટનનાવખતમાં દેશીઓને ગેરલાભના ઠરાવ શાથયા?

ઉ૦ દુકાળથી બચાવ કરવા તથા દુકાળમાં થએલા ખર્ચની ખોટ પુરવાને લાઇસેન્સટાક્સ નામે ધંધા રોજગારપર વેરો નાંખ્યો. મુંબાઇ ને મદ્રાસ ઇલાકામાં મીઠાના દરમાં વધારો કર્યો. વિલાયતી સુતર ને સુતરાઉ કાપડ પરની જ-કાત રદ કરી. દેશી ભાષામાં છપાતાં વર્त्तमानપત્રાદિની સ્વ-તંત્રતા ગમે ત્યારે રદ કરવાનો ને દેશીઓને હથીઆર નહી રાખવા દેવાનો કાયદો કર્યો. ૧૮૭૮.

પ્ર૦ અફ્ગાનીસ્તાન જોડે શાથી ને કયારે લઢાઇ થઇ?

ઉ૦ સન ૧૮૭૮માં અફ્ગાનીસ્તાનમાં શેરઅલ્લી રાજ કરતો હતો. રૂશીઆએ તેના દરબારમાં વકીલ મોકલી તેને પોતાના પક્ષમાં લીધો. તેથી લીટન સાહેબે નવા કરાર કર-વાને અંગરેજ એલચી મોકલ્યો પણ શેરઅલ્લીએ પોતાના મુલકમાંતેને પેસવાનહી દીધાથી૧૮૭૮નીઆખરે લઢાઇ જાગી.

પ્ર૦ એ લઢાઈનું પરિણામ શું આવ્યું?

ઉ૦ ખૈબર ને બોલન ઘાટને માર્ગે અંગ્રેજી સૈન્ય અફ્-ગાનીસ્તાનમાં પેઠું. ને જલાલાબાદને કંદહાર જીત્યા. શેર-અલ્લી પોતાના મોટા દીકરા યાકુબખાનને રાજ સોંપી નાઠો ને મરણ પામ્યો. યાકુબે અંગ્રેજની મરજી મુજબ ચાલવાનું નેઅંગ્રેજીવકીલકાબુલમાં રાખવાનું કબુલી સલાહ કરી. ૧૮૭૯

પ્ર૦ અંગ્રેજી લશ્કર બીજીવારશામાટે કાબુલઉપર ચઢયું?

ઉ૦ કાબુલી લશ્કરે બળવો કરી અંગ્રેજી વકીલને ત્રણ માસની અંદરમારી નાંખ્યો. તેનું વેરલેવાને હીંદીલશ્કરગયું.

પ્ર૦ એ લઢાઇનું છેવટ શું આવ્યું ?

ઉ૦ જનરલ સર ફ્રેડરિકરાબર્ટસને યાકુબ તાબે થયો. ને ને અંગ્રેજી ફોજે કાબુલ લઇ ખુની બંડખોરને ફાંસી દીધા ને યાકુબ અંગ્રેજ વકીલનું ખુન કરાવવાગાં સામેલ હતો એવો આરોપ આવ્યાથી તેને અને તેના સસરા વગેરેને હીંદમાં કેદ કરી આણ્યા ૧૮૭૯. ને કાબુલમાં અંગ્રેજ સરદાર રાજ ચલાવા લાગ્યો, પણ અફગાન લોક જાન મહંમદ, મીરબુચાખાન વગેરેની સરદારી નીચે પરદેશીને હાંકી કહાડવા યુદ્ધે ચઢયા તેમાં ધર્મગુરૂઓએ દીનનો જુંડો ઉઠાવ્યો. હીંદી ફોજને ઘેરી લીધી. પણ હિંદથી બીજું લશ્કર મદદે આવ્યું એટલે જનરલ રાબર્ટસે અફગાન ફોજ વીખેરી નાંખી ને દેશ તાબે કરવા માંડયો, વળી અફગાનો યાકુબના દીકરા મુસાજાનને નામે યુદ્ધે ચઢયા ને ગીજનીમાં ભેગા થયા. અંગ્રેજ સરકારે મુંબાઈના ગવરનર સર રીચર્ડટેમ્પલને હસ્તક કંદહાર સુધી રેલવે કરવાનું કામ ચલાવ્યું ને કંદહારના લશ્કરમાં વધારો કર્યો તેથી જનરલસ્ટુઅર્ટ ગીજનીના અફગાનોને હરાવી કાબુલ ગયો.

પ્ર૦ અયુબખાન કોણ હતો ને તેણે શું પરાક્રમ કર્યું?

ઉ૦ યાકુબખાનનો ભાઇ હતો. તે હેરાતમાં હતો ત્યાંથી સૈન્ય લેઇ કંદહાર આવ્યો ને કંદહારની અંગ્રેજી સેનાને હેલમંદ નદીને કાંઠે મૈવંદ ગામ આગળ હરાવી નસાડી અયુબ કંદહાર આવ્યો.

પ્ર૦ કંદહારના અંગ્રેજી લસ્કરનો છુટકારો શી રીતે થયો?

ઉ૦ મૈવંદની હારના સમાચાર સાંભળી જનરલ રાબર્ટ કાબુલથી કંદહાર આવ્યો ને અયુબને હરાવી નસાડયો.

પ્ર૦ અંગરેજે કાબુલની ગાદી કોને આપી?

ઉ૦ શેરઅલીના પિત્રાઈ અબદુલરહેમાનને. ૧૮૮૧.

પ્ર૦ અબદુલરેહેમાનને અંગ્રેજ સરકાર શી મદદ આપેછે?

ઉ૦ દર વરસે બાર લાખ રૂપીઆ આપેછે ને તેના બદલામાં તે રૂશનો પક્ષ ન કરે એવી સરત કરેલીછે.

પ્ર૦ અફગાન લડાઇનું ફળ શું થયું ?

ઉ૦ હિંદનાકરોડો રૂપીઆનું ને હજારો માણસની ખુવારી.

પ્ર૦ લાર્ડલીટન ક્યારે ગયો ને એના પછી કોણ આવ્યું?

ઉ૦ ૧૮૮૦માંને એજ સાલમાં લાર્ડ રિપનસાહેબ આવ્યા

પ્ર૦ લાર્ડરિપનના વખતમાંજાણવા જોગ બનાવશાબન્યા?

ઉ૦ એમણે પ્રથમ કાબુલની ખરચાળ લડાઇ અટકાવી કંદહારથી અંગ્રેજી લશ્કર પાછું બોલાવ્યું. વર્ત્તમાન પત્રના બંધન માટે લાર્ડલીટને કરેલો ધારો રદ કર્યો. હિંદમાં કેળવણી આપવાની રીતમાં સુધારો કરવાને કમીશન નીમી તપાસ કરાવી. મ્યુનીસિપાલાટીના ને લોકલફંડના વાહવટમાં પ્રજાને કાંઇ સત્તા મળે માટે લોકો તરફના કમીશનર નીમવા દેવાનો ઠરાવ કર્યો. સરકાર ખર્ચમાં વપરાતી પરદેશી ચીજો પૈકી જેટલી આ દેશમાં મળી શકે તેટલી ખરીદ કરવાનો પાકો બંદોબસ્ત થયો. મહારાણીનો કુંવર પ્રિન્સકાનોટ આ દેશમાં લશ્કરી હોદ્દો લેઇ નોકરી કરવા આવ્યો, મીઠા ઉપરના કરમાં ઘટાડો થયો. તથા એ વગર બીજાં ઘણાં આ દેશને લાભકારી કામો કર્યાં.

પ્ર૦ લાર્ડ રીપન સાહેબ કયારે વિલાયત ગયા ?

ઉ૦ સન ૧૮૮૪ના ડિસેંબરમાં આખા ભરતખંડના વતનીઓના તરફથી અગાઉ કોઈપણ વાયસરાયને નહીં મળેલું એટલું માન લેઈ વિલાયત ગયા. એમના જવાથી આર્યપ્રજા બહુ દીલગીર થઇ.

પ્ર૦ લાર્ડરિપન પછી તેમની જગાએ કોણ આવ્યો?

ઉ૦ લાર્ડ ડફરીન સન ૧૮૮૪ના ડિસેંબરમાં આવ્યો.

સમાપ્ત.

# જાહેર ખબર.

અમદાવાદ આર્યોદય પ્રેસ તથા નડીઆદ સત્યસાગર પ્રેસમાં
આ તથા નીચેનાં પુસ્તકો રોકડી કીમતે મળશે.

પુસ્તકમાળાનો સંગ્રહ અંક બાર. ... ... ...૦—૪—૦
સરકારી મોટા અંકગણિતનાં મનોયત્નની સમજ. ૦—૧૦—
ગીરધર કૃત રામાયણ. ... ... ... ... ... .. ૧—૦—૦
પતિવ્રતા સ્ત્રી. ... ... ... ... ... ... ...૦—૬—૦